ॐ

વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યપ્રણીત

# ગાયત્રી વાર્તિક

બ્રહ્મવિદ્વરિષ્ઠ આચાર્ય સદ્ગુરુ શ્રી ભગવાનજી

વિશ્વનાથજી ચરણાંતેવાસી

**નારદલાલ પોપટભાઇ વૈષ્ણવ**

વિરચિત

ટિપ્પણું આદિ યુક્ત ગદ્યપદ્યાત્મક ગુજરાતી ભાષાંતર સહિત

પ્રકાશક :—મોતીલાલ રવિશંકર ઘોડા

બી. એ. એલ. એલ. બી.

વકીલ.

રે. જૂનાગઢ, હાલ નડિયાદ.

મૂલ્ય રૂ. ૧-૦-૦

ॐ

વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યપ્રણીત

# ગાયત્રી વાર્તિક

બ્રહ્મવિદ્વરિષ્ઠ આચાર્ય સદ્‌ગુરુ શ્રી ભગવાનજી
વિશ્વનાથજી ચરણાંતેવાસી

**નારદલાલ પોપટભાઇ વૈષ્ણવ**

વિરચિત

ટિપ્પણ આદિ યુક્ત ગદ્યાત્મક ગુજરાતી ભાષાંતર સહિત

પ્રકાશક :—મોતીલાલ રવિશંકર ઘોડા
બી. એ. એલ. એલ. બી.
વકીલ.
રે. જૂનાગઢ, હાલ નડિયાદ.

૧૯૮૯૭
સદ્‌ગત

મૂલ્ય રૂ. ૧-૦-૦

संवत् १९८७ ई. स. १९३१



दृश्यतेऽनुदितेयस्मिन्नुदिते नैव दृश्यते ।
जगदेतन्नमस्तस्मै कस्मैचिद्बोधभानवे ॥

મુદ્રણસ્થાન :—આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ, અમદાવાદ.
મુદ્રક :—ગજાનન વિશ્વનાથ પાઠક.

# નિવેદન

આ '**શ્રી ગાયત્રીભાષ્ય**'ના ભાષાંતર કર્તા સદ્દગત શ્રીયુત નારદલાલ પોપટલાલ વૈષ્ણવ, જામનગરનિવાસી હતા. તેઓશ્રીના પિતા પોપટલાલ ઉર્ફે લક્ષ્મીશંકર ( બ્રહ્મી ), શ્રી રામગુરૂપરંપરાપ્રવિષ્ટ બ્રહ્મનિષ્ઠ ગુરૂશ્રી વિશ્વનાથજીના પટ્ટશિષ્ય હતા. અવધૂતયોગી શ્રી રામગુરૂ દક્ષિણ દેશના બ્રાહ્મણ હતા. તેમના પિતા અત્યંત વૈભવશીલ પ્રધાન હતા. સત્તર વર્ષની ઉમરે પોતાનું ઘર છોડી, તે અવધૂત બ્રહ્મચારી વેષે વિચરતા. જૂનાગઢમાં સુજ્ઞ ગોકુળજી સંપત્તિરામ ઝાલાને તેમનો પરિચય થયલો; ગૂજરાત તથા કચ્છ–કાઠિયાવાડમાં વેદાન્તનો ઉપદેશ આપવા તેમણે, કચ્છ, પોરબંદર ( સુદામાપુરી ), વડોદરા તથા જામનગરમાં જ્ઞાનપીઠ સ્થાપેલા. કચ્છમાં સુખલાલગિરિ મહારાજ, સુદામાપુરીમાં શ્રી જયકૃષ્ણ (વ્યાસ) મહારાજ, વડોદરામાં શ્રી બાપુજી મહારાજ તથા જામનગરમાં ગુરૂ શ્રી વિશ્વનાથજી, પ્રથમ જ્ઞાન પીઠાધીશ્વર હતા. તેમની પરંપરા, સો વર્ષ ઉપ્રાંતથી પ્રચલિત છે.

જામનગર નિવાસી બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી રંગિનશર્મા તથા શ્રીયુત નારદલાલ, સદ્દગુરૂ શ્રી વિશ્વનાથજીના પુત્ર સદ્દગુરૂ શ્રી ભગવાનજીના અનન્ય શિષ્યો હતા. તે ઉભય, વેદાંત—નિષ્ણાત હતા અને મુંબઇના ગુરૂસ્થાનમાં વદાંતના ગ્રન્થોનું પ્રવચન કરતા. મહાત્મા શ્રી રંગિનશર્મા, હિન્દિ ભાષાના સારા અભ્યાસી હતા. તેમણે '**अभेद-भक्तिविलास**' નામક અપૂર્વ પદ્યાત્મક ગ્રન્થ તથા વેદાન્ત–વિષયક પદસંગ્રહ રચેલાં છે. તેઓશ્રી, રાજકોટ મુકામે સમાધિસ્થ થયલા.

સદ્દગત શ્રીયુત નારદલાલે, '**वेदान्तकेसरी**' નો ગૂજરાતી અનુવાદ સદ્દગુરૂશ્રી ભગવાનજીની આજ્ઞાથી કરેલો. તેઓ વળી, બ્રહ્મસૂત્રના ખાસ અભ્યાસી હતા. બ્રહ્મનિષ્ઠ સદ્દગુરૂ શ્રી ભગવાનજી, ગયા ફાગણમાં બ્રહ્મીભૂત થયા છે.

મારા અમદાવાદના નિવાસ દરમ્યાન, રા. મોજીલાલ પુરૂષોત્તમ પંડયાના ઘરમાં હું રહેતો તેના સામે સવિતા મેન્સનમાં સને ૧૯૨૧ ની સાલમાં મે માસના અરસામાં, સદ્દગુરૂશ્રી ભગવાનજીના વચટ પુત્ર

સદ્બોધપ્રવર્તક વે. આ. સદ્ગુરૂ શ્રી કૃષ્ણુલાલજી રહેતા અને ત્યાં શ્રી શંકરાનંદીગીતા, ઉપદેશસાહસ્રી, પંચદશી વિ. ગ્રન્થોનું શ્રી ધોળેશ્વર મહાદેવમાં નિત્ય બે વખત પ્રવચન કરતા. તેમના સમાગમથી, મને શ્રીયુત નારદલાલનો પરોક્ષ પરિચય થયલો.

આશરે ચારેક વર્ષ ઉપર રાજકોટ મુકામે, શ્રીયુત ગુલાબરાય કલ્યાણુરાય હાથીની પ્રેરણાથી મારા સદ્ગત પિતાશ્રીએ, આ ગ્રન્થ અમારા સદ્ગત કાકા શ્રી સદાશંકરના સ્મરણાર્થે, પોતાને ખરચે છપાવી પ્રસિદ્ધ કરવા સ્વીકારેલું. ત્યારબાદ, પરમપૂજ્ય વડીલ શ્રી પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા દ્વારા મારા પિતાશ્રીની આજ્ઞા થતાં, તદનુસાર અમારા કુટુંબના જીવનની સંક્ષિપ્ત સ્મરણાવલિ સાથે આ ગ્રંથ પ્રકાશન કરવાનો મને યોગ પ્રાપ્ત થયલો. દુર્દૈવના યોગે થોડા સમય બાદ મારા પિતાશ્રીનું દેહાવસાન થયલું.

કેટલીક વ્યવહારિક ઉપાધિઓને લઇ, આ ગ્રન્થ પ્રકાશન કરવામાં વિલંબ થયલો તે માટે હું વાચકવૃંદની ક્ષમાયાચના કરૂં છું. આ ગ્રન્થ, અવશ્ય લોકોપકારક થશે એમ મારી આશા છે.

જેમણે ( સદ્ગત કાકા સદાશંકરે ) ૨૪ લાખ ગાયત્રીના જપ કરેલા, તથા જે મારા ગાયત્રીમંત્રના ઉપદેષ્ટા હતા તેમના સ્મરણાર્થે, જે સદ્ગુરૂ શ્રી કૃષ્ણુલાલજીના સમાગમ તથા પ્રસાદથી મને વેદાંત વિષયનો પરિચય થયલો તેમના પિતાશ્રી સદ્ગુરૂ ભગવાનજીના શિષ્યકૃત "**શ્રી ગાયત્રીભાષ્ય**" ના ગ્રંથને પ્રકાશન કરવાનો જે આ સુયોગ મને પ્રાપ્ત થયો તેથી મને અત્યંત આનંદ થાય છે.

છેવટમાં, સદ્ગત ભાષાંતર કર્તાને તથા સાથેની કૌટુંબિક સ્મરણાવલિના વિષયભૂત પુણ્ય–જીવાત્માઓને સ્મરણાંજલિ અર્પણ કરી, તે સર્વેય પરમાત્મભાવને પામે એવી પ્રભુપ્રાર્થના સાથે હું વિરમું છું.

મુ. **નડીયાદ**
સંવત ૧૯૮૭ ના માહ વદી ૧૩ રવિ.
તા. ૧૫–૨–૩૧

**મોતીલાલ રવિશંકર ઘોડા**
**પ્રકાશક**



**સ્વ. રવિશંકર મયાશંકર ઘોડા—જૂનાગઢ.**

જન્મ : સંવત ૧૯૦૯ આશ્વિન વદી ૦)) ગુરૂવાર.

મૃત્યુ : સંવત ૧૯૮૩ જેઠ વદી ૨ શુક્રવાર તા. ૧૭–૬–૨૭.



**સ્વ. સદાશંકર મયાશંકર ઘોડા—જૂનાગઢ.**

જન્મ : સંવત ૧૯૧૩.

મૃત્યુ : સંવત ૧૯૮૫ વૈશાખ સુદી ૮ ને બુધવાર તા. ૨૮-૪-૨૯.

## ઘોડાદ્રા સુંદરજીના વંશજોના ક્ષરજીવનના સંક્ષિપ્ત અંશોની સ્મરણાવલિ.

ઘોડાદ્રા કુટુંબની વંશાવળી નીચે પ્રમાણે છેઃ—



**गोत्रावटंकशाखाश्च प्रवरं वेद शर्मणि ।**
**शिवं शक्तिं गणेशं च नव जानन्ति नागराः ॥**

ઘોડાદ્રા કુટુમ્બનું ગોષ્ટ–કપિષ્ટલસ, શર્મ–નાગદત્ત, વેદ–ઋક્‌, શાખા–શાંખાયની, પ્રવર–વસિષ્ઠ, શક્તિ, પરાશર; ગણેશ–બાલાદિત્યમાં, દેવી તથા કુળદેવી–આનંદેશ્વરી, શિવ–અચલેશ્વર.

આનંદેશ્વરીનું સ્થાન ઓશમ નામના ડુંગર ઉપર છે. ત્યાં વંથળી પાસે પાટણવાવ (તાબે ગોંડળ) થઇને જવાય છે. મુરબ્બી ભાઇ જીવણલાલના લગ્ન વખતે સં. ૧૯૪૬માં તમામ કુટુંબ સહિત, અમે ત્યાં ગએલા. ઘોડાદ્રા, બુચ તથા રાણા અવટંકોવાળાનું ગોત્ર સમાન છે.

ઝાલાવાડ તાબે **ઘોડાદર** ગામના મૂળ નિવાસી હોવાથી, આ કુટુંબ 'ઘોડાદ્રા' નામથી ઓળખાય છે. અપભ્રંશને લઇ તે 'ઘોડા,' તરીકે હાલ ઓળખાય છે. કહાનજી અથવા કેટલાકના કહેવા પ્રમાણે સુંદરજી પ્રથમ જૂનાગઢ રહેવા આવેલા.

સુંદરજીને નાથભવાન કરીને પુત્ર હતા. તેઓ શ્રીજગદંબા માતના અનન્ય ભક્ત હતા. જૂનાગઢના વાઘેશ્વરી નામના દરવાજા બ્હાર, તે સમયે વિકટ સ્થાનમાં ડુંગર (લક્ષ્મણ ટેકરી) ઉપર આવેલાં 'શ્રી વાઘેશ્વરી' માતાના નિત્ય પૂજનનો તેનો અટલ નિયમ હતો. એક દિવસ વર્ષાઋતુમાં, ત્યાં જતાં પૂજાની કાંઇ સામગ્રી (દૂધ) ભૂલી જતાં ઘેર પાછા ફરવા વિચાર કર્યો, તે અરસામાં ઉગ્ર વૃષ્ટિ થએલી તેથી નદીનો વોકળો ભરપૂર હોવાથી તરી જવું અશકય હતું તથાપિ, તે તરી ઘેર જવા વિચાર કરતાં શ્રીદેવી; સાક્ષાત્ પ્રગટ થયાં. તે વખતે તેજ ક્ષણે, તેમણે '**શ્રી અંબાઆનન**' નામક ૪૧ કડીનો ગરબો રચી પ્રાર્થના કરી. આ ગરબો, અદ્યાપિ પર્યંત ઘણાં કુટુંબોમાં નિત્ય ગવાય છે. વરદાન માગવા કહેતાં, તેઓશ્રીએ કેવળ દેવીની ભક્તિ યાચેલી. ઉત્તરાવસ્થામાં, તેઓએ સંન્યાસ ગૃહણ કરી **અનુભવાનંદ** સ્વામીનું નામ ધારણ કરેલું. તેઓ આશરે અઢીસો વર્ષ ઉપર થયેલા. કોડીનાર અને સૂત્રાપાડા વચ્ચે કોઈ સ્થળે અથવા, કેટલાકના કહેવા પ્રમાણે કાશીમાં તેઓ

સમાધિસ્થ થયલા. તેમના જન્મ–મરણની ચોકસ તારીખ મળેલી નથી. વાઘેશ્વરી માતાએ જતાં જે આંબા તળે શ્રીનાથભવાન વિશ્રામ લેતા, તે '**નાથભવાનના આંબા**' તરીકે ઓળખાતો. તેઓ ધોળેરા, પ્રયાગ તથા કાશી વગેરે સ્થળે ગએલા. ધોળેરામાં વેદાંતનું પ્રવચન તેમણે કરેલું તેના સ્મરણાર્થે, કોઇ વાણીઆ શેઠે તેમના નામથી ધર્મશાળા બંધાવેલી. તેઓ વેદાંત–નિષ્ણાત કવિ હતા. તેઓએ રચેલી '**શ્રી-નાથભવાનકૃત શ્રીધરીગીતા**' (સુબોધિની–ટીકા–સમેત) હાલ '**સાહિત્ય**' નામના માસિકમાં ગયા જૂલાઈના અંકથી છપાય છે. આ સિવાય સ્કંદપુરાણાંતર્ગત સૂતસંહિતામાં આવેલી '**બ્રહ્મગીતા**' નામક પદ્યાત્મક ગ્રંથ તેમણે રચેલો છે. તેમાં બાર અધ્યાય તથા લગભગ ૭૦૦ ઉપ્રાંત કડીઓ છે. તે સુંદર, સરળ તથા ઉપ-નિષદોનો સારભૂત ગ્રંથ છે. રા. બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાની સહાય્યથી, પ્રભુ ઇચ્છા તો તે ગ્રંથ પણ 'સાહિત્ય' માસિકમાં પ્રસિદ્ધ થશે. સદરહુ ગ્રંથ, સંવત ૧૭૮૯ ના શ્રાવણ સુદી ૧૩ રવિવારે પૂર્ણ કરેલો એમ તે ગ્રંથ ઉપરથી જણાય છે.

'**શ્રી અંબાઆનન**'નો ગરબો, ગૂજરાત વ. સોસાયટીના 'ચાતુરી વિષ્ણુપદ, શિવગીતા, અંબાઆનનનો ગરબો, રાધાકૃષ્ણનો ગરબો,' આ નામના હસ્તલિખિત પુસ્તકસંગ્રહ વિષે છે એમ,આ. સે. મી. હીરાલાલ ત્રિ. પારેખના તા. ૩૧–૫–૩૦ ના જા. ૭૦૯/૩૦ થી અમને જણાવેલું છે.

ધોડા ઉત્તમરામે પ્રાણાર્પણ–પૂર્વક વફાદારી ભરેલી કીમતી રાજ-સેવા કરેલી. તેઓશ્રી, સુપ્રસિદ્ધ દિવાન રણછોડજીના પેશકાર હતા. સંવત ૧૮૪૬ ના અરસામાં આરબ સીબંદીએ, પોતાનો ચઢેલો પગાર મળવા બળવો કરી રાજમહેલને ઘેરો ઘાલેલો તે વખતે આજુબાજુના ગામોમાંથી ખાંટ તથા સિંધિઓને એકઠા કરી બળવો પરાસ્ત કરવામાં, તેઓએ પોતાનો પ્રાણ અર્પણ કરેલો. આ સંબંધી ઉલ્લેખ 'તવારીખે-સોરઠ' પુસ્તક ૪થુ પા. ૪૩મે છે. આ રાજ્યસેવાના બદલામાં, માહાલ વંથળી તાબે જમીનવાડી વંશપરંપરામાં મળેલી છે તે તેના વંશજો

અદ્યાપિપર્યંત ભોગવે છે. સા. ૧૯૫૫ માં જૂનાગઢ રાજ્યના એલીએનેશન સેટલમેન્ટ ખાતાથી તેનું સેટલમેંટ થયલું છે.

દાદા મયાશંકર, રાજ્યના મોટા જાગીરદાર સીંધીસીબંદીના ઉપરિ અમીર જમાદાર ઉમર દુરાના વિશ્વાસુ વકીલ હતા. તેમની ઉત્તમ નોકરીની કદરમાં તે અમીરનો વંશ, તેના વંશજોને અદ્યાપિ પર્યંત વાર્ષિક પગાર આપે જાય છે. જમાદાર ઉમર દુરા, નવાબ સાહેબ હામદખાનજીના વિશ્વાસુ સલાહકાર હતા. સગીર નવાબ સાહેબ મોહોબતખાનજીના વખતમાં પંચનો કારભાર હતો તે ઉઠાડવામાં, મયાશંકરે કિંમતી રાજ્યસેવા બજાવેલી. દીવાન અનતજી, તે અરસામાં પંચના અધ્યક્ષ હતા. તે સમયમાં કેટલોક સમય ખુ. નવાબ સાહેબ તરફથી રાજકોટને બંગલે ખાનગી વકીલ તરીકે મયાશંકરે કામ કરેલું. મયાશંકર ( રેવાશંકર ઉર્ફે નાથા મહેતાના બાપ ) ઓઝા તથા બળવંતરાય મુનશી વિ. મયાશંકરના વિશ્વાસુ મિત્ર હતા. પંચ ઉઠી જતાં, મયાશંકરને સા. ૧૯૧૬ ની સાલમાં મુખ્ય મુલ્કી અધિકારીની જગોએ નિયોજેલા. થોડા સમય પછી તેઓ, તે જગોનું રાજીનામું આપી છૂટા થયલા. રા. રા. નિહાલચંદભાઇ રૂપશંકર તેમની જગોએ નીમાયલા. તેઓ ઉંચા બાંધાના, ઉદાર મનના તથા નિડર સ્વભાવના હતા. તેમની વેદશ્રદ્ધા તથા બ્રાહ્મણ-વત્સલતા ઉદાહરણીય હતી. તેઓ, ન્યાતના એક પટેલ હતા. પોતાના પ્રતિપક્ષી હોવા છતાં, દિવાન અનતજીભાઇને તેમની નિડરતા તથા મુત્સદીગીરી માટે અત્યંત માન હતું. તેઓનું પ્રથમ લગ્ન, લાભશંકર લક્ષ્મીદાસ વૈષ્ણવની કુંઈ જમના કુંવર વેરે થએલું. તે સૂવાવડમાં આશરે ૧૬ વર્ષની ઉમરે ગૂજરી ગયલાં. બાદ ફરી લગ્ન, સુજ્ઞ વલભજી અમરજી ઝાલાની પુત્રી જમનાં કુવર વેરે થયલું. તે યુવાન વયમાં સા. ૧૯૧૯ ના ફાગણ વદી ૬ ના રોજ ગૂજરી ગયા. તે વખતે સદ્ગત પિતાશ્રી રવિશંકરની ઉમ્મર વર્ષ ૧૦ ની, સંતોકની વર્ષ ૮ ની, સદાશંકરની વર્ષ ૬ ની, તથા ગણપતરાયની ઉમ્મર વર્ષ ૩ ની હતી. મયાશંકરને ભમર કરીને બેન હતાં તેને જન્મશંકર હરીશંકર વૈદ્ય, કાળી ( છગની ) તથા બેનબા,

એ પ્રમાણે સંતતિ હતાં. બેનબા, વૈધવ્ય દશામાં અપ્રજ ગૂજરી ગયાં. અને જન્મશંકર તથા કાળીનો વંશ પ્રચલિત છે. કાળીને છેલશંકર તથા મણિશંકર શિવપ્રસાદ નામે બે પુત્રો તથા પુત્રીવંશ પ્રચલિત છે. મણિશંકર ગુજરી ગયા છે. તે તમામને મૂળથી અમારા કુટુંબ પ્રત્યે ગાઢ પ્રેમ ચાલુ છે.

દાદા મયાશંકરના મરણ બાદ પ્રપિતામહ રેવાશંકર, સા. ૧૯૨૬ ના માગસર માસમાં કાશી મુકામે ગુજરી ગયેલા. રા. રા. માધવરાય અંબાશંકર ફીકાણી, મયાશંકરના મામા થાય તથા રા. રા. ગીરજાશંકર ત્રીકમજી ઝાલા તેના માસીઆઇ, તથા દાદી જમનાના કાકાઇ ભાઇ થાય. તે બન્ને, સદ્ગત પિતા પ્રત્યે સારી લાગણી ધરાવતા હતા. સં. ૧૯૨૩ના અરસામાં સદ્ગત પિતા, માધવરાય ફીકાણીના તાબામાં દીવાની કોર્ટમાં દાખલ થયલા. (માધવરાયને શિવશંકર, જટાશંકર તથા રૂપશંકર કરીને ભાઇઓ હતા.) તેમને તેમનાં માતુશ્રી જમનાકુંવર પ્રત્યે અત્યંત પૂજ્યભાવ હતો. જમનાકુંવર, સુજ્ઞ વલભજી અમરજી ઝાલાનાં જ્યેષ્ઠ પુત્રી થાય. સુજ્ઞ વલભજી ઝાલા અને તેના વંશજોએ તથા વડીલોએ, ઉત્તમ પ્રકારનાં ધર્મકર્મથી, કુલાચારથી તથા વ્યવહાર–કુશળતાથી નાગર જ્ઞાતિમાં તથા શહેરમાં માનનીય પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. તેમજ પોતાની યોગ્યતાથી રાજમાં મુખ્ય દફતરોના અધિકારી, ખાનગી કારભારી, નાયબ દીવાન અને મુખ્ય દીવાનના પદે પોહોંચી, વફાદારી તથા નિમકહલાલીથી કિંમતી રાજસેવાઓ કરેલી, અને તેના બદલામાં આખા ગામોનાં ઇનામ મેળવવા નશીબદાર થયલા, તે રાજયના દફતર અને ઇતિહાસથી જણાઈ આવે છે.

સંતોકને લીલાધરદાસ મૂળશંકર માંકડ વેરે પરણાવેલાં તે, સા. ૧૯૩૫ ના પોષ વદી ૧૧ ના રોજ ગૂજરી ગયાં. તેમને ઇશ્વરલાલ, હરખલાલ તથા જદૂલાલ એમ ત્રણ પુત્રો હતા. તે ત્રણે પ્લેગમાં ગૂજરી ગયેલા. તેમનો વંશ પ્રચલિત છે. તે ત્રણે ભાઇઓને અમારા પ્રત્યે ગાઢ સ્નેહ હતો. જમનાકુંવર સા. ૧૯૩૯ ના માહ સુદી ૬ ના રોજ ગૂજરી ગયાં. તેઓ પરમ વૈષ્ણવ હતાં. રૂપશંકર વીરાભાઈનાં

પત્ની તથા વેણીશંકર, વલભદાસ તથા ભગવાનદાસનાં માતુશ્રી નંદકુંવર, તેમના પડોશમાં રહેતાં તે પરમ વૈષ્ણવ હતાં. આ કુટુંબ પણ, અમારા કુટુંબ સાથે ગાઢ સ્નેહ ધરાવનારૂં છે. જમનાકુંવરની યાદગીરી અર્થે સદ્દગત પિતાશ્રીએ, ગિરનાર ઉપર પાણીનો ચશમો આચાર્યજીની જગોમાં બંધાવેલો તે પાછળથી અકસ્માત્‌થી નાશ પામેલો. તે ઉપ્રાંત, પ્રાઇમરી સ્કૂલોમાં ભણનાર ગરીબ વિદ્યાર્થી (ગમે તે જ્ઞાતિના)ઓને સ્કોલરશીપની રકમ મળે તે માટે રૂા. ૭૦૦) સાતસો આશરેની રકમ, જૂનાગઢ રાજ્યના કેળવણી ખાતા મારફત મૂકેલી છે.

સદ્દગત પિતાશ્રી રવિશંકરનો જન્મ સા. ૧૯૦૯ આશ્વિન વદી ૦) ગુરૂવારના રોજ થયેલો. તેમને આશરે ૧૪ વર્ષની બાળ ઉમરથી જ નોકરીમાં જોડાઇ જવું પડયું તેથી તેઓ ઉંચી કેળવણીનો લાભ લઇ શકે તેમ નહોતું તથાપિ, તેમને પ્રાચીન તથા અર્વાચીન વિદ્યા-માત્ર પરત્વે અત્યંત પ્રેમ હતો. તેમણે, તેમના બન્ને ભાઇઓને તથા પોતાના પુત્રોને ભારે ખરચે ઉંચી કેળવણી આપેલી. લગભગ ૩૭ વર્ષપર્યંત નેકનિષ્ઠાથી નોકરી કરી તેઓ, સા. ૧૯૬૦ના અષાડ સુદી ૭ મંગળ તા. ૧૯-૭-૦૪ ના રોજ અમાત્ય મંડળના ફેરફારના અંગે મોકળા થયલા. પોતાની યોગ્યતાએ વધતાં, દફતરી દફતરના અધિકારી તરીકેના જોખમી તથા વિશ્વાસુ દરજ્જાને પામેલા. મુખ્યત્વે તે એક જ દફતરે, લાંબો વખત તેમણે નોકરી કરેલી. તે ઉપ્રાંત, તેઓ મદારૂલ મહામ શેખ વઝીર બાવદીનભાઇ હાસમભાઇના ખાનગી સેક્રેટરી હતા. અને તેમના ઇનામી ગામ "**ભયાળ**"નો (આ ગામ હાલના દીવાન શેખ મહમદભાઇ ભોગવે છે) વહીવટ કરતા. તેમનો તેણે પૂર્ણ વિશ્વાસ સંપાદન કરેલો. સિંધી જમાદાર શરફદીન તથા સુલેમાન ઉમર, અબદરેમાન કલ્યાણી, ટીંબડીવાળા સૈયદભાઈ, દાતારવાળા, તથા મુકરબાવાળા દાદામીયાં. વિ. રાજ્યના અમીર ઇનામદારો પણ, પ્રસંગોપાત્ત પિતાશ્રીની સલાહ લેતા હતા. તેઓ સ્વભાવે શાંત હતા. તેમની પ્રમાણિકતા, સત્યપરાયણતા તથા ધૈર્યતા, ઉદાહરણીય હતાં. તેઓ પણ બ્રાહ્મણવત્સલ, તથા વેદ-પરાયણ તથા આત્મનિષ્ઠ હતા. રાજ્યસેવાની પ્રવૃત્તિ અત્યંત હોવા છતાં, તેમનું ગૃહજીવન ઉચ્ચ પ્રકારનું હતું. બ્રાહ્મ-

મુહૂર્તમાં ઉઠી, નિત્ય વેદ તથા ગીતા આદિ ધર્મ ગ્રંથો વાંચતા તથા વિચારતા. જૂનાગઢના શ્રીયુત વલ્લભજી જોશી તથા માહાશંકર કુંવરજી ( ઊર્ફે ડોસા મહારાજ ) પંડયા પાસે ઘેર ચારે વેદોનું અધ્યયન કરેલું. શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મૂળશંકર મયાશંકર વ્યાસ પાસે શંકરાનંદી ગીતાનું અધ્યયન કરેલું. લગભગ ૩૭ વર્ષ પર્યંત સતત વેદપારાયણ કરેલું. નારાયણરાવ કરીને એક દક્ષિણી બ્રાહ્મણને પૂજાદિક નિત્યકર્મ કરાવવા રાખેલા અને તેમને આશ્રય આપી, " સાવિત્રી આખ્યાન " વગેરે પુસ્તકો છપાવી આપેલાં.

તેઓએ ખાનગી રીતે ફારસી, ઉર્દુ, સંસ્કૃત તથા થોડો ઇંગ્રેજી અભ્યાસ કરેલો. ગૂજરાતી કાયદાનો પૂર્ણ અભ્યાસ કરેલો અને એક વાર, પાલણપુર મુકામે થયલી એજન્સી વકીલની પરીક્ષામાં બેઠેલા. તેમને શેત્રંજની રમત ઉપર પ્રેમ હતો.

તેમને વ્યાપાર પ્રત્યે મૂળથી પ્રેમ હતો. તથા તેઓ સારા નામાવટીયા હતા. તેમણે, સં. ૧૯૫૧ ની સાલના અરસામાં વંથળી નજીક શાહપુર ગામ પાસે ' જીનડી ' નામથી ઓળખાતું જીનનું કારખાનું શા. લક્ષ્મીચંદ કેશવજી ( ઊર્ફે ફીલાશેઠ )ની ભાગીદારીમાં બાંધેલું, તથા સં ૧૯૫૪–૫૫ ના અરસામાં વેરાવળમાં, ' દોલત પ્રેસ ' નામનો કોટન ફુલ પ્રેસ ભાગીદારીથી બાંધેલો. તે કાર્ય સંબંધમાં નથુભાઈ લખમીચંદની સહાય્ય માટે તેઓ, પોતાની કૃતજ્ઞતા હર વખત દર્શાવતા. તે વખતના દીવાન સાહેબ ( નડીઆદનિવાસી ) બહેચરદાસ વિહારીદાસ દેસાઇએ, વ્યાપારના ઉત્તેજનાર્થે તે બાંધવામાં સારૂં ઉત્તેજન આપેલું. સં. ૧૯૬૦ની સાલમાં રાજ્યની નોકરીથી મોકળા થતાં તેઓશ્રીએ, આ પ્રેસનું મેનેજમેન્ટ પોતે સંભાળી આઠે માસ વેરાવળ રહી, તેને સારી આબાદીએ પોહોંચાડેલો. આખા કાઠિયાવાડ તથા ગૂજરાત પર્યંત આ પ્રેસની પ્રતિષ્ઠા વધી. પાછળથી બીજા બે પ્રેસો બંધાણા તથાપિ, તેની પ્રતિષ્ઠામાં કાંઇ ઉણપ આવેલી નહિ. આ પ્રેસના ઉદ્યોગમાં તેઓ સર્વાંશે સફળ થયલા.

સદ્દગત પિતાશ્રીને શાહુકારો સાથે વધૂ મેળાપ હતો. વંદ્રાવન દેવચંદ, ગીરધર શેઠ, લખમીચંદ કેશવજી, જગજીવન ( જગુ ) શેઠ,

નથુભાઈ લખમીચંદ, તથા લાધા પરમાણંદ તથા નાથા દેવચંદ સાથે તેમને નિકટ સંબંધ હતો. રેવાશંકર રવિશંકર વૈદ્ય, લજ્જાશંકર લક્ષ્મીદાસ નાણાવટી તથા શેઠ લાધા પરમાણંદ તથા જોશી કાશીનાથ કમળાકર, તેમના જૂના સ્નેહી હતા. જમનાદાસ ( જીકો ) મૂળચંદ તથા રણછોડ જીવરાજ તેમના જૂના વિશ્વાસુ કારકુન હતા. મુ. શ્રીમાન્ પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા તથા સ્વ. નૃસિંહપ્રસાદ ઝાલા, તેમના મામાઇભાઇ થાય તથા સ્વ. ભુપતરાય ત્રીકમજી વૈષ્ણવ તથા દુર્ગાપ્રસાદ લક્ષ્મીદાસ તથા સ્વ. વસંતરાય લક્ષ્મીદાસ ખારોડ માસીઆઈ ભાઇ થાય. તે મોસાળી ભાઇઓ, તેમને ભાણજીભાઇ તરીકે સંબોધતા. તે તમામ વચ્ચે અતૂટ કુટુંબ–વાત્સલ્યતા હતી. દુર્ગાપ્રસાદ ઉપર સદ્દગત પિતાશ્રીનો દૃઢ વિશ્વાસ હતો. પરમપૂજ્ય વડીલશ્રી પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા પ્રત્યે, તેમને અતુલ માન હતું તથા પ્રસંગોપાત્ત તેમના સંબંધમાં પોતાની કૃતજ્ઞતા અમોને પ્રદર્શિત કરતા હતા. તેમની દાનવૃત્તિ પણ ઉત્તમ પ્રકારની હતી. તેમનો ગુપ્તદાન કરવાનો સ્વભાવ હતો. ઉના નજદીક ગીરમાં, સારી રકમ ખરચી કૂવો બંધાવેલો છે. પાંજરાપોળમાં પણ સારી રકમ આપેલી.

રાજ્યસેવા તથા ત્યારબાદ પ્રેસ વહીવટની અનિવાર્ય જવાબદારીને લઇ, તેઓશ્રી બહુ યાત્રા કરી શકેલા નહિં. સને ૧૮૭૭ ના દિલ્હી દરબાર સમયે, શ્રીયુત વડીલ પુરૂષોત્તમરાયભાઇની સાથે ખુ. નવાબ સાહેબની સ્વારી સાથે ગએલા તે વખતે કાશી વિ. સ્થળે ગયેલા. છેવટ સં. ૧૯૭૭ ના કાર્તિકમાં નાસકત્ર્યંબક ગયેલા. તેમણે, નાગરનિરાશ્રિત ફંડમાં રૂા. ૧૦૦૦) ની પ્રોમીસરી નોટ સોંપેલી છે. તેના વ્યાજમાંથી, નાગર નિરાશ્રિત કમીટી તરફથી મેટ્રીકથી બી. એ સુધીના સંસ્કૃતમાં ઉંચે નંબરે પાસ થનાર નાગર વિદ્યાર્થીને, ઘોડા મયાશંકર પ્રાઇઝ ( પુસ્તકો ) અપાય છે. જૂનાગઢ સ્ટેટ ટ્રેઝરીમાં તેટલી જ રકમ મૂકેલી છે તેના વ્યાજમાંથી, બાહાદુરખાનજી હા. સ્કૂલમાંથો ગમે તે જ્ઞાતિના પહેલે નંબરે મેટ્રીકમાં પાસ થનાર વિદ્યાર્થીને ઇનામ અપાય છે. તે ઉપરાંત, જૂનાગઢના હવેલી (વૈષ્ણવ)

મંદીરમાં આશરે રૂા. ૬૫૦) ની રકમ અમારાં સદ્દગત માતુશ્રી કેસર (ઉર્ફે ઝમખ)ના સ્મરણાર્થે અર્પણ કરેલી છે. તેના વ્યાજમાંથી પહેલો હીંડોળા ભોગ ધરાય છે.

તેઓશ્રીને, સં. ૧૯૫૮ માં તથા સં. ૧૯૭૬ માં હેડકીનો ભારે ઉપદ્રવ થયલો. છેવટે, સં. ૧૯૮૩ ના જેઠ વદી ૨ શુક્રવાર તા. ૧૭-૬-૨૭ ના રોજ રાત્રીના ૭ વાગે તેજ દરદમાં પંદરેક રોજ બીમારી ભોગવી, શાંતિથી વિદેહમુક્ત થયલા. ચિ. ભાઇ માણેકલાલે, તેમની ઉત્તમ સારવાર કરેલી તથા તેમની જ દ્વારા, તેમની પાછળ બારે ક્ષેત્રમાં, માસિકાદિક શ્રાદ્ધાદિક કાર્યોસહિત તમામ મરણોત્તર ક્રિયાઓ ઉત્તમ પ્રકારે કરાયલી.

સદ્દગત કાકા સદાશંકરનો જન્મ, સં. ૧૯૧૩ની સાલમાં થયેલો. તેમણે તથા સ્વ. ગનુકાકા (ગણપતરાય) એ, એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરેલો. તેઓશ્રીએ ફર્સ્ટ બી. એ. (એફ. ઇ. એ) સૂધી અભ્યાસ કરેલો. સને ૧૮૮૯માં તેઓ, જૂનાગઢના સ્ટાંપ દફતરના અધિકારી થયા. તે પછી, તેઓ આબકારી તથા વાલી દફતરના અધિકારી થયલા. તેઓ પણ, અમાત્ય મંડળના ફેરફારના અંગે તા. ૧૧-૧-૦૪ ના રોજ મોકળા થયેલા. તે પછી, તેઓ નિવૃત્તિપરાયણ રહેતા. નોકરી દરમ્યાન, તેઓએ પોતાનાં ધર્મપત્ની સહિત કાશી, જગન્નાથ, રામેશ્વર આદિ મુખ્ય સ્થળે અનેક યાત્રાઓ કરેલી. તેઓનાં લગ્ન, રા. ગીરજાશંકર હરીશંકર વસાવડાનાં કનિષ્ઠ પુત્રી ચંપકગવરી વેરે થયેલાં. તેઓ સ્વભાવે સાત્ત્વિક તથા નિખાલસ સ્વભાવના હતા. મારો યજ્ઞોપવીત સંસ્કાર તેના હાથે થએલો. તેઓ મારા ગાયત્રીમંત્રના ઉપદેષ્ટા હતા. તેમણે, અનેક ધર્મગ્રંથો પોતાથી વિચારેલા તથા ૨૪ લાખ ગાયત્રીનો જપ કરેલો. તેઓ, આત્મનિષ્ઠ તથા જીવન્મુક્ત જીવન ગાળનારા હતા. તેઓએ, અમદાવાદવાળા પીરજાદા બાવામીયાં સાહેબવાળા સૈયદ એહમદ મેહમદના વંથળી તાબે બાલોટ ગામમાં "ગુણેશ્વર" મહાદેવની સ્થાપના કરેલી. તેઓ, આઠ દિવસની બીમારી ભોગવી સં. ૧૯૬૫ ની વૈશાખ સુદી ૮ તા. ૨૭-૪-૦૯ બુધવારના રોજ પ્રાતઃકાળે શ્રી

માંગનાથજીના ટકોરે વિદેહમુક્ત થયેલા. તેમનાં ધર્મપત્ની ચંપકગવરી, (ઉ. વ. ૪૭) દશ માસની બીમારી ભોગવી, સં. ૧૯૭૩ ના પોષ શુદી ૬ શનિ તા. ૩૦–૧૨–૧૬ના રોજ સવારે ૩ વાગે ગુજરી ગયલાં.

મુ. કાકા ગણુપતરાયનો જન્મ, સં. ૧૯૧૭ ના જેઠ વદી ૨ ના રોજ થયેલો. તેઓ જૂનાગઢમાં પ્રથમ ગ્રેજ્યુએટ છે. તેઓ, સને ૧૮૮૬ માં બી. એ, અને ૧૮૮૭માં બી. એસ. સી. થયેલા. સને ૧૮૯૩માં કેળવણીખાતું રાજ્યને પ્રથમ સોંપાતાં, જૂનાગઢના ચીફ એજ્યુકેશનલ ઓફીસર નીમાયલા. તેમણે તે ખાતામાં ઘણા સૂધારા કરેલા તેને લઇને આ રાજ્યના અગ્રગણ્ય શિક્ષકોએ, તેમના સ્મરણાર્થ તેમના નામનું એક સ્મારક ફંડ સં. ૧૯૫૩ ની સાલમાં સ્થાપેલું, અને તે ફંડની આશરે રૂા. ૩) હજારની રકમના વ્યાજમાંથી શિક્ષકવર્ગમાંના ગરીબ શિક્ષકોના પુત્રને, નિયમ પ્રમાણે અદ્યાપિ પર્યંત શિક્ષકસમાજની મેનેજીંગ કમીટી તરફથી સ્કોલરશીપ અપાય છે. તેઓ, વડોદરા સ્ટેટના ટ્રેનીંગ કલાસમાં એક વખત પરીક્ષક નીમાયલા. પ્રાથમિક સ્કૂલના શિક્ષકોનું પ્રથમ સંમેલન, તેમના વખતમાં વેરાવળ મુકામે મળેલું. કેટલાયક વર્ષ સૂધી તેઓએ, રાજ્યપ્રકરણી કોર્ટના જજ તથા આ. સરન્યાયાધીશ તરીકે કામ કરેલું. તે દરમ્યાન, દેસાઇ તથા મુનશી વચ્ચેના અગત્ય મુકર્દમાનો નિકાલ થયેલો. તેઓ પણ, તા. ૧૧–૩–૦૪ના રોજ અમાત્યમંડળના ફેર॰ ફારને લઈ નોકરીથી મોકળા થયેલા. શ્રીયુત સ્વ. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ( સૂરતના ) તેમના પરમસ્નેહી હતા. મોકળા થયા બાદ તેઓએ, કટલાયક વર્ષ પર્યંત, પારસી પંચાયત હાઇસ્કૂલ ( સૂરત ), યુનીયન હાઇસ્કૂલ ( ભરૂચ ) તથા માંડવી હાઇસ્કૂલમાં હેડમાસ્તર તરીકે નોકરી કરેલી.

તેઓ, પ્રથમ વૃંદ્રાવનદાસ રંગીલદાસ વસાવડાની કનિષ્ઠ પુત્રી કર્પૂરગવરી વેરે ॰પરણેલા. તે સં. ૧૯૪૫ માં સૂવાવડમાં ગૂજરી જતાં, સ્વ. ઝવેરચંદ હરજીવનદાસની પુત્રી હરિઇચ્છા વેરે સં. ૧૯૪૯ માં પરણેલા. વર્ષ ૧ ની પાડાંની બીમારીથી તે, તા. ૨૮–૧૦–૦૯ ગુરૂવાર ( સં. ૧૯૬૫ આશ્વિન શુદી ૧૪ )ના રોજ ૨૮ વર્ષની ઉમરે ગુજરી

ગયેલાં. તેમની ત્રિગુણા નામની મોટીપુત્રી, વિનોદરાય જયસુખરાય મજમુદારના જ્યેષ્ઠ પુત્ર નયનસુખરાય વેરે આપેલી તે, આશરે ૧૬ વર્ષની ઉમરે પાછળ પ્રજા મૂકી ગૂજરી ગયેલ છે. બીજી બે પુત્રી હયાત છે. નિર્ગુણા, ચુનીલાલ વસંતરાય જોશીપરાના પુત્ર મહાદેવ વેરે, તથા ભાનુલક્ષ્મી રામપ્રસાદ ગણપતરાય પરતાપરાય નાણાવટી વેરે પરણાવેલ છે.

મુ. ભાઇ જીવણલાલનો જન્મ, સા. ૧૯૨૮ ફાગણ વદી ૧૦ બુધવાર તા. ૩-૪-૧૮૭૨ ના રોજ થયલો. પિતાશ્રીની પેઠે, તેઓને પણ વેદ તથા બ્રાહ્મણો પ્રત્યે અત્યંત શ્રદ્ધા છે. પિતાના ગુણો પ્રધાનતઃ તેમનામાં ઉતરેલા છે. બાળપણથી તે પરદેશ રહેલા. ઇંગ્રેજી પહેલું ધોરણ, સદ્‌ગત કાકા સદાશંકર (સારાકાકા) સાથે રહી મુંબઇમાં ગોકળદાસ તેજપાળની હા. સ્કૂલમાં, છઠ્ઠું ધોરણ એલ્ફીન્સ્ટન હા. સ્કૂલમાં, તથા સાતમું ધોરણ એક વર્ષ વીલ્સન સ્કૂલમાં ભણી, અલાહબાદ યુનીવર્સીટીમાં સને ૧૮૯૧ માં મેટ્રીક થયલા. પ્રીવીયસનું એક વર્ષ (અમે બન્ને ભાઇઓએ સાથે સને ૧૮૯૨) વીલ્સન કોલેજમાં અભ્યાસ કરી, બીજે વર્ષ એક ટર્મ ગુજરાત કોલેજમાં (પ્રીવીયસ) ભરી, સને ૧૮૯૪ માં અજમેર તથા જયપોર મહારાજા કોલેજમાં અભ્યાસ કરી ઇન્ટરમાં પાસ થઇ, અલ્હાબાદ મ્યુર કોલેજમાં ટર્મ ભરી સને ૧૮૯૯ માં એલ. એલ. બી. થયલા. ત્યાં સ્વ. કાંતીલાલ બળવંતરાય ધોળકીયા તેના સહાધ્યાયી હતા. મુંબઇની હા. કોર્ટની પરીક્ષામાં પણ તેઓ બેઠેલા. તા. ૨૯-૧૦-૯૯ થી દીવાન દફતરના એટેચી નીમાઇ, થોડા વખત પછી જૂનાગઢના પેહેલા વર્ગના મેજીસ્ટ્રેટ નીમાયલા. તેઓ પણ, અમાત્ય મંડળના ફેરફારના અંગે તા. ૫-૫-૦૪ ના રોજ નોકરીથી મોકળા થતાં, તેમણે રાજકોટમાં સનદ મેળવી અમુક વખત વકીલાત કરેલી. બાદ ખા. બા. મહેબુબમીયાં આઇ. કાદ્રીની સહાય્યથી મુંબઇમાં (તા. ૧૬-૧૦-૦૬ થી ૧૯-૧-૦૮ સુધી) સોલીસીટર્સ મેસર્સ કાંગા તથા પેઇન ગીલ્બર્ટની પેઢીમાં, તથા (તા. ૧-૩-૧૦ થી ૩-૧૧-૧૨ સૂધી) અહમદભાઇ હબીબભાઇના

પ્રાઇવેટ સેક્રેટરી તરીકે, તથા ત્યારબાદ રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના સમયમાં ( ૪-૧૧-૧૨ ના હુકમથી ) લુણાવાડે ન્યાયાધીશ તરીકે દાખલ થઇ, આશરે ૧૬ વર્ષ પર્યંત નેકનિષ્ઠાથી નોકરી કરેલી. રાજ્ય-રૈયતનો તથા તમામ મુખ્ય દીવાનોનો અપૂર્વ પ્રેમ સંપાદન કરી તેઓ, જે. એફ. બી. હાર્ટશોર્ન અને કાઉન્સીલના તા. ૧૩-૮-૨૯ ના ઠરાવ અનુસાર, સં. ૧૯૮૫ ના શ્રાવણ સુદી ૧૫ મંગળ તા. ૨૦-૮-૨૯ ના રોજ પેન્શન ઉપર નિવૃત્ત થયા છે. લૂણાવાડામાં તેઓને સત્સમાગમનો સારો લાભ મળતાં, વેદનાં ૧૦૮ પારાયણ કરેલાં તથા ધર્મજીવન ગાળેલું. તેઓએ, ઓથોરાઇઝડ ટ્રાન્સ્લેટરની સનદ મેળવેલી હતી.

તેઓનાં લગ્ન, ( સા. ૧૯૪૬ ની સાલમાં ) રા. રા. છબીલભાઈ પ્રભુદાસ વૈષ્ણવની જ્યેષ્ટ પુત્રી રમાગવરી વેરે થયલાં. તેઓ સં. ૧૯૮૭ ના માગસર સુદી ૧૦ રવીવાર તા. ૩૦-૧૧-૩૦ ના રોજ ૫૨ વર્ષની ઉમ્મરે દીવસ ૧૫ના તાવની બીમારીમાં ગુજરી ગયાં. તે કુટુંબ-વત્સલ, નિખાલસ સ્વભાવનાં તથા પતિસેવાપરાયણ હતાં. તેમને એક દેવીપ્રસાદ પુત્ર છે. તેણે ઇન્ટર સૂધી અભ્યાસ કરેલો છે. તેમનું સગપણ રતિપ્રસાદ અનંતરાય વૈષ્ણવની પુત્રી વેરે થયલું તે ટુંક બીમારીમાં ગૂજરી ગયેલ છે. મોટી પુત્રી અન્નપૂર્ણા ભવસુખરાય રતિપ્રસાદ મજમુદાર વેરે પરણાવેલ તે, સં. ૧૯૮૦ ના વૈશાખ સુદી ૧૦ બુધ તા. ૧૪-૫-૨૪ ના રોજ ૧૭ વર્ષની ઉમરે સુવાવડમાં આકસ્મિક ગૂજરી ગયેલ. નયેન્દ્રાને, મહાપ્રસાદ અમૃતરાય ( ગીરજાશંકર ) ઝાલાના જ્યેષ્ઠ પુત્ર નવનીધ-પ્રસાદ સાથે, તથા ભદ્રાને સ્વ. વસંતરાય લક્ષ્મીદાસ ખારોડના પુત્ર દીલીપરાય સાથે પરણાવેલી છે.

મોતીલાલનો જન્મ, સા. ૧૯૩૧ ના આશ્વિન વદી ૧૧ બુધ તા. ૪-૧૧-૭૪ ના રોજ થયલો. સ્વ. વેણીશંકર ભવાનીશંકર ઢેબ-રની કનિષ્ઠ પુત્રી સવિતાલક્ષ્મી વેરે સા. ૧૯૪૯ ના માહ વદી ૮ ના રોજ તેમનું લગન થયલું. ( તેજ સાલમાં બેન વસંતકુંવરનાં લગન થયલાં. ) તેમનો મુકુન્દલાલ નામનો પુત્ર, તા. ૨૮-૫-૯૮ ના રોજ જન્મેલો

તે ૧૫-૧૭ માસાનો થઇ ગૂજરી ગયેલો. સૂવાવડમાં ૭ માસની ક્ષયની બીમારી ભોગવી તે (સવિતા), આશરે ૧૬ વર્ષની ઉમરે સં. ૧૯૫૪ ના અષાડ શુદી ૧૧ ગુરૂવારે રાત્રિના ૧૧ વાગે ગુજરી ગયેલ. તેઓ વીલ્સન કોલેજમાંથી સને ૧૮૯૬ માં બી. એ., તથા સને ૧૮૯૮ માં એલ. એલ. બી. થયલા. કાકા ભેલા રહી, મુંબઇની વીલ્સન સ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં બીજો ટર્મ અભ્યાસ કરેલો. સં. ૧૯૫૪ અષાડ વદી ૧૩ શનિ તા. ૧૬-૭-૯૮ ના હુકમ અનુસાર તે, શ્રા. શુ. ૧ બુધ તા. ૨૦-૭-૯૮ ના રોજ જૂનાગઢ હજૂર અદાલતના સભાસદ ગુલાબદાસ લાલદાસ નાણાવટીના એટેચી તરીકે દાખલ થયલ. સં. ૧૯૫૬ ના પોષ શુદી ૧૪ રવી તા. ૧૪-૧-૧૯૦૦ ના હુકમ અનુસાર, પોષ વદી ૧ તા. ૧૭-૧-૧૯૦૦ સોમવારના રોજ ભેસાણ જઇ. પેલા વર્ગના મુનસફનો રા. રઘનાથજી શામળજી પાસેથી તેણે ચાર્જ લીધેલો. ત્યારબાદ તા. ૧-૧૨-૧૯૦૦ના હુકમ અન્વય, રા. વેણીશંકર દયાળજીનો ચાર્જ મળતાં વેરાવળના પેલા વર્ગના ન્યાયાધીશ તરીકે નીમણોક થએલી, અને ત્યાંથી ( મારી અવેજી ફરમસદના પા. ચતુરભાઇ ભાઇલાલ બારિષ્ટર નીમાતાં ) ૧૯-૩-૦૪ ના રોજ પાટણ મુનસફ રા. રા. શિવદત્તરાય ત્રીકમરાય માંકડને ચાર્જ સોંપી મોકળા થતાં, અમદાવાદ જીલ્લાની સનદ મેળવી, સં. ૧૯૬૧ ના કાર્તિક શુદી ૧૫ બુધ તા. ૨૩-૧૧-૦૪ ના રોજ અમદાવાદ વકીલાત કરવા રહેલા. ત્યાં સા. જેસંગ ખીમચંદ તેનો જૂનો ગુમાસ્તો હતો. જીલ્લાઓ જૂદા પડતાં, સને ૧૯૨૬ ની શરૂઆતથી તે નડીઆદ વકીલાત કરે છે. તેમનાં બીજી વખતનાં લગ્ન, સ્વ. જાદવરાય ભવાનીદાસ વૈષ્ણવની જ્યેષ્ઠ પુત્રી હીરાલક્ષ્મી વેરે સંવત ૧૯૫૭ ના ફાગણ વદી ૬ ના રોજ થયલાં. તે સં. ૧૯૭૮ શ્રાવણ શુદી ૧૦ બુધ તા. ૨-૮-૨૨ ના રોજ બપોરે ૧ વાગે ( ૩૩ વર્ષની ઉમરે ) આઠ માસની ક્ષયની બીમારી ભોગવી ગૂજરી ગયલ.

તેમના જ્યેષ્ઠ પુત્ર સુરેન્દ્રલાલ ( ઉર્ફે બાબુભાઇ ), ગૂજરાત કોલેજમાંથી સને ૧૯૨૫ માં બી. એ. ( ઑનર્સ, ઇકોનોમીક્સ ) થયલા. એક ટર્મ એલ. એલ. બી નો મુંબઇ ભરેલો. બાદ,

દીલ્હી મુકામે તા. ૧૦-૧૨-૨૫ ના રોજ ઓલ-ઇંડીયા ઇમ્પીરીયલ સેક્રેટેરીયટ મીનીસ્ટીરીયલ સ્ટાફની પ્રથમ એકઝામીનેશનમાં પાસ થતાં, સને ૧૯૨૬ના મે માસમાં સરદાર ગોપાળદાસ વિહારિદાસ દેસાઇ (નડીઆદવાળા)ની સહાય્યથી, તેઓ એજ્યુકેશન,હેલ્થ, એન્ડ લેન્ડઝ ડીપાર્ટમેન્ટમાં મી. આર. બી. યુબેંકના સમયમાં દાખલ થયલા. તેઓએ, સને ૧૯૨૯ ના અકટોબરમાં મી. એચ. બી. કલેટન પાસે ઇંડીયન હજ ઇન્કવાયરી કમીટીમાં નીમાતાં પુને કામ કરેલું. ત્યારબાદ આઠ માસ ક્ષયની બીમારી ભોગવી, બીકાનેરમાં ૨૬ વર્ષની ઉમરે સા. ૧૯૮૬ શ્રાવણ વદી ૧૪ શનિવારે સાંજરે ૫ વાગે તા. ૨૩-૮-૩૦ ના રોજ ગૂજરી ગયલા. તેઓએ, મી. યુબેન્ક, બાજપાઇ, લીંકન તથા કલેટન સાહેબનો સારો અભિપ્રાય સંપાદન કરેલો. તેમનાં લગ્ન, રા. બા. દીલસુખરાય મનસુખરાય નાણાવટીના જ્યેષ્ઠ પુત્રી રમાવતી વેરે થયલાં. તેમને એક પુત્રી તથા એક પુત્ર હયાત છે. જ્યેષ્ઠ પુત્રી ઉર્મિલાને ડાહ્યાભાઇ દુલેરાય નાણાવટી વેરે પરણાયેલી તે, વનુ નામની પુત્રી મૂકી આઠ દિવસની તાવની બીમારીમાં આશરે ૧૯ વર્ષની ઉમરે સં. ૧૯૮૦ માગસર વદી ૦)) રવિવાર તા. ૭-૧-૨૪ના રોજ ગૂજરી ગયલ છે. બીજી પુત્રી અનિલા, રૂપશંકર ફીકાણીના પ્રપૌત્ર જયેન્દ્રલાલ ઇશ્વરલાલ ફીકાણી વેરે પરણાવેલી છે તેને ત્રણ પુત્રીઓ હયાત છે. લક્ષ્મીરાય, ગૂજરાત કોલેજમાં અભ્યાસ કરી બી. એ. ( ઇંગ્લીશ ઑનર્સ ) થઈ, હાલ રેવાકાંઠા એજન્સી તાબે ભાદરવા સ્ટેટમાં એ. વ. સ્કૂલના હેડમાસ્તર છે. મહેન્દ્રલાલ, જૂનાગઢ બાવદીન કોલેજમાં ઈન્ટર કલાસમાં ભણે છે તથા સત્યેન્દ્રલાલ, ભાદરવે ઇંગ્રેજી બીજું ધોરણ ભણે છે.

અ. સૌ. બેન માનકુંવરનાં લગ્ન, સં. ૧૯૪૬ માં આણંદરાય બાપુભાઇ બક્ષી વેરે થયલાં. તેમને અર્કરાય કરીને એક પુત્ર છે. મધુવંતી કરીને પુત્રી હતાં તેમનાં ડા. પ્રેમરાય ત્રંબકરાય મજમુદાર વેરે લગ્ન થયલાં તે, સં. ૧૯૮૦ ના વૈશાખ વદી ૧ સોમ તા. ૧૯-૫-૨૪ ના રોજ ( ઉ. વ. ૨૭ આશરે ) ટુંકી બીમારી ભોગવી, સૂવાવડમાં રાજકોટ મુકામે એક પુત્ર તથા એક પુત્રી પાછળ મૂકી ગૂજરી ગયલ.

રા. આણંદરાય તથા અ. સૌ. બેન માનકુંવરે, સદ્દગતપિતાશ્રીની ઉત્તરાવસ્થામાં અનેક પ્રકારે સારી સેવા કરેલી.

અમારે વસંતકુંવર, હેતકુંવર તથા હીરાલક્ષ્મી નામની બીજી ત્રણ બ્હેનો હતી. વસંતકુંવરને ચુનીલાલ ભવાનીદાસ નાણાવટી વેરે પરણાવેલી. ચૂનીલાલ, સં. ૧૯૬૭ ના ભાદરવા વદી ૧ રવિવાર તા. ૧૭–૯–૧૧ ના રોજ તથા બેન વસંતકુંવર (ઉ. વ. ૩૩ આશરે) આશ્વિન સુદી ૨ રવિ તા. ૨૪–૯–૧૧ ના રોજ, (બન્ને) પ્લેગમાં ગુજરી ગયલાં. તેને મંજૂલાલ, સૂરજલાલ, તથા કુમુદલાલ એમ ત્રણ પુત્રો છે. ચિચિત્રા, અનસૂયા તથા સુભદ્રા, એમ ત્રણ પુત્રી હતી. અનસૂયાને માંગરોળના રા. પ્રાણશંકર વેરે પરણાવેલી તે ૧૬ વર્ષની ઉંમરે ગૂજરી ગયેલ છે. હેતકુંવરને રામપ્રસાદ (રેવાશંકર ઓઝા ઉર્ફે નાથા મહેતા.) વેરે, તથા હીરાલક્ષ્મીને ભોગીલાલ મણીશંકર ધોલકીયા વેરે સં. ૧૯૫૮ માં પરણાવેલી. હેતકુંવર (ઉર્ફે નાની) ને વાનું દરદ હતું. તે, સં. ૧૯૭૨ ના શ્રાવણ વદી ૧૩ શનિ તા. ૨૬–૮–૧૬ ના રોજ (ઉ. વ. ૨૭ આશરે) સુવાવડમાં તથા હીરાલક્ષ્મી, સં. ૧૯૬૩ ના ચૈત્ર શુદી ૧૦ મંગળ તા. ૨૩–૪–૭ ના રોજ, (ઉ. વ. ૧૫) ત્રણ દિવસના તાવમાં ગુજરી ગયલ.

ચિ. ભાઇ માણેકલાલનો જન્મ, સં. ૧૯૪૧ ના માગસર વદી ૬ ચંદ્રવાર તા. ૮–૧૨–૮૪ ના રોજ થયલો. તેઓ, તા. ૧૯–૧૨–૧૩ ના રોજ એલ. એમ. એન્ડ. એસની પરીક્ષામાં પસાર થઇ, પ્રથમ બે માસ માટે માહાબલેશ્વર પ્લેગડયુટી ઉપર નીમાયલા. ત્યાં ડા. ઈ સ્ટુઅર્ટ સાહેબનો સારો અભિપ્રાય મેળવેલો. ત્યારબાદ, તા. ૧૭–૮–૧૪ થી તા. ૮–૧૨–૧૪ પર્યંત ખડકી, સતારા તથા સુરત, તથા સને ૧૯૧૫ ની સાલમાં માર્ચ–એપ્રીલમાં સોલાપુર પ્લેગડયુટી ઉપર રહેલા. મી. સ્ટુઅર્ટની સહાય્યથી તા. ૧૪–૬–૧૫ ના રોજ પ્રથમ ગંગાપુર સીટીમાં બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે ના આ. મેડીકલ ઓફીસર તરીકે નીમાયલા. ત્યારબાદ તા. ૨૮–૬–૧૬ ના રોજ નીમચ, તા. ૧૬–૮–૧૮ ના રોજ વીરમગામ, અને તા. ૨૩–૧૧–૨૩ ના રોજ બાયંદર નીમાયલા. ત્યારબાદ, અમદાવાદ, આબુ, અજમેર નીમાયલા. હાલ બાંદીકૂઇ છે. તેમણે, પોતાના કામથી સર્વ સ્થળે સર્વેનો

ઉચ્ચ અભિપ્રાય સંપાદન કરેલો. તેમનું લગ્ન, સંવત ૧૯૫૧ માં સ્વ. કુલશંકર ગવરીશંકર વસાવડાની પુત્રી અ. સૌ. ભામાલક્ષ્મી વેરે થયલું. તેને હર્ષિદા કરીને એક પુત્રી છે તે, ભાલચંદ્ર મોતીલાલ શિવપ્રસાદ નાણાવટી વેરે પરણાવેલી છે. તેને ત્રણ પુત્રીઓ છે. અમારાં માતુશ્રીના મરણ બાદ, ચિ. ભાઇ તથા તેમનાં ધર્મપત્નીએ, અનેક અગવડ ઉઠાવી પિતાશ્રીની સારી સેવા કરેલી તથા બેન વસંતકુંવરનાં સગીર બાળકોને ઉછેરી મોટા કરવામાં બહુ પરિશ્રમ ઉઠાવેલો.

અમારાં પૂજ્ય સદ્દગત માતુશ્રી કેસર, રામજી સુંદરજી જોષીપરાનાં પુત્રી થાય. મુ. પુરૂષોત્તમરાય રામજી તથા સ્વ. કરસનલાલ રામજી તેમના ભાઇ થાય. તેઓ નિખાલસ સ્વભાવનાં હતાં. તેમનાં માસી સંતોક તથા તેમના પુત્રો માનશંકર શીવપ્રસાદ ( સારામામા ) તથા દુર્ગાપ્રસાદ શીવપ્રસાદનું અમારા તરફ વધૂ વલણ હતું. માનશંકરના પુત્ર રવિશંકર ( ઉર્ફે ચુનીલાલ ) તથા દુર્ગાપ્રસાદના પુત્ર સૂર્યશંકર ( ઉર્ફે ભગવંતરાય ) વગેરે સાથે ગાઢ સંબંધ પ્રચલિત છે. ( સૂર્યશંકર વેરે અમારી ભાણે જ વિચિત્રાને પરણાવેલી છે. )

તા. ૨૭–૨–૯૯ ના રોજ માતુશ્રી યાત્રાએ ગયેલાં. મુ. ભાઇ જીવણલાલ, માણેકલાલ ( ઉર્ફે ટીપુભાઇ ) તથા તમામ બેનો સાથે હતાં. લાધા પરમાણંદ સાથે ગયેલા. સ્વ. નારણજી સુંદરજીની વહુ મુળીકાકી, ભવાનીશંકર મયાશંકર વોરાની વહુ ચંદન તથા રસોયો બજી પંડયો તથા નોકર આટલો સંઘ સાથે હતો. કાશી, અયોધ્યા મથુરા, ગોકુળ વંદ્રાવન, પુષ્કરજી તથા શ્રીનાથજી વગેરે સ્થળે ગયેલાં. તા. ૨૧–૪–૯૯ સં. ૧૯૫૫ ના ચૈત્ર શુદી ૧૧ શુક્રવારે યાત્રાથી પાછા ફરેલાં. યાત્રાએથી આવ્યા બાદ તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું. ત્રણેક માસ તાવની બીમારી ભોગવી, હવાફેર માટે મારા પાસે ભેસાણ આવેલાં. પંદરેક રોજ બાદ તબીયત બગડતાં, હું તેમને જૂનાગઢ લઇ આવ્યો ત્યાં સં. ૧૯૫૬ના વૈશાક વદી ૪ ( તા. ૧૮–૫–૧૯૦૦ ) શુક્રવારે બપોરે ૧ વાગે તેમણે ( ઉ. વ. ૪૬ આશરે ) સ્વર્ગવાસ કર્યો.

| મુ॰ નડીઆદ. | સદ્દગત પિતાશ્રીની આજ્ઞાથી |
|---|---|
| સં. ૧૯૮૭ ના પોષ વદ ૮ રવિવાર | [illegible] |
| તા. ૧૧–૧–૩૧ | મોતીલાલ રવિશંકર ઘોડા. |



# શ્રી ગાયત્રીભાષ્ય.

## ઉપોદ્ઘાત.

---

दृश्यतेऽनुदिते यस्मिन्नुदिते नैव दृश्यते ।
जगदेतन्नमस्तस्मै कस्मैचिद् बोधभानवे ॥

**વસંતતિલકા.**

જેનો નહીં ઉદય ત્યાં જગત આ જણાય,
જેનો થયે ઉદય નક્કી નહીં જણાય ।
એવા અલૌકિક ચિદાત્મક બોધભાનુ
તેને નમસ્કૃતિ વડે નિજરૂપ માનું ॥

### ગાયત્રી નામનિર્વચન.

गायंतं त्रायते इति गायत्री—જે ગાયન ( રટણ ) કરે તેનો ઉદ્ધાર કરે એવો મંત્ર, તે ગાયત્રી.

બૃહદારણ્યક ઉપનિષદ્ અ૦ ૫ બ્રા૦ ૧૪ મં૦ ૪માં गयाꣳस्तत्रे तस्माद् गायत्री नाम—પ્રાણોનું રક્ષણ કરે છે તેટલા માટે ગાયત્રી એવું નામનિર્વચન થએલું છે—આ પ્રકારે નામ નિર્દેશ કરેલો છે.

યદ્યપિ ઉક્ત મંત્રમાં (प्राणा वै गयाः) 'गय' શબ્દ 'प्राण 'નો વાચક છે એવો ઉલ્લેખ છે, તથાપિ ' प्राण ' શબ્દ વડે વાક્ આદિ ઇન્દ્રિયો વિવક્ષિત–કહેવાને ઇચ્છિત–છે. ઇન્દ્રિયરૂપ અર્થમાં प्राण શબ્દની પ્રવૃત્તિ બૃહ૦ ઉપ૦ અ૦ ૧ બ્રા૦ ૧૦ મં૦ ૨૧માં આખ્યાયિકાદ્વારા પ્રતિપાદન કરેલ છે કેઃ–

प्रजापति र्ह कर्माणि ससृजे । तानिसृष्टान्यन्योन्येनास्पर्धंत ।
वदिष्याम्येवाहमितिवाग्दध्रे । द्रक्ष्याम्यहमितिचक्षुः ॥
श्रोष्याम्यहमिति श्रोत्रमेवमन्यानि कर्माणि यथाकर्म ।
तानिमृत्युः श्रमो भूत्वोपयेमे तान्याप्नोत् ।
तान्याप्त्वामृत्युरवारुन्ध । तस्याच्छ्राम्यत्येव वाक् ।
श्राम्यति चक्षुः ॥
श्राम्यति श्रोत्रमथेममेवनाप्नोद्योऽयंमध्यमः प्राणस्तानिज्ञातुंदध्रिरे ।
अयं वै नः श्रेष्ठो यः संचरंश्चासंचरंश्चनव्यथतेऽथोन रिष्यति ॥
हन्तास्यैव सर्वेरूपमसामेति ।
तएतस्यैव सर्वे रूपमभवंस्तस्मादेत एतेनाऽख्यायन्ते प्राणा इतिः॥

અર્થઃ—પ્રજાપતિએ ( પ્રજા ઉત્પન્ન કરીને ) વાક્ આદિ ઇન્દ્રિયોને સ્રજ્યાં. ઉત્પન્ન થયલાં તે ઇન્દ્રિયો પરસ્પર સ્પર્ધા કરવા લાગ્યાં. વાક્ ઇન્દ્રિયે એવું વ્રત લીધું કે હું બોલવા રૂપ ક્રિયા કર્યા જ કરીશ; ચક્ષુએ હું દર્શનરૂપ ક્રિયા કર્યા જ કરીશ, શ્રોત્રે હું શ્રવણરૂપ ક્રિયા કર્યા જ કરીશ, એ પ્રકારે અન્ય ઇન્દ્રિયોએ સ્વસ્વવ્યાપાર અનુરૂપ સતત ક્રિયાપરાયણ રહેવાનું વ્રત લીધું. તે ઇન્દ્રિયોની સમીપ મૃત્યુ, શ્રમરૂપ ધારણ કરી પ્રાપ્ત થયો; અને (સ્વસ્વ વ્યાપારમાં પ્રવૃત્ત થયલાં) તે ઇન્દ્રિયોને (તે શ્રમરૂપ

મૃત્યુએ ) વ્યાપ્ત કર્યાં; તે ઇન્દ્રયોનો ગ્રાસ કરીને પોતપોતાના વ્યાપારથી તે શ્રમરૂપ મૃત્યુએ ઇન્દ્રિયોને સ્તંભિત કર્યાં; તેથી ( પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્તિ કરતાં ) વાણી શ્રમિત થાય છે, ચક્ષુ શ્રમિત થાય છે, શ્રોત્ર શ્રમિત થાય છે; પરંતુ જે મુખ્યપ્રાણુ છે તેનો શ્રમરૂપ મૃત્યુ ગ્રાસ કરી શકયો નહિં ( તેથી અદ્યાપિ તે પ્રાણુ સ્વવ્યાપારમાં શ્રમરહિત પ્રવૃત્તિ કરી રહેલ છે ). તે મુખ્યપ્રાણુનાં સ્વરૂપને જાણવાનો તે ઇન્દ્રિયોએ સંકલ્પ કર્યો; (અને એવું અનુસંધાન કર્યું કે) આ પ્રાણુ કે જે પોતાનો વ્યાપાર કરતાં વા ન કરતાં વ્યથાને પ્રાપ્ત થતો નથી, તેમ ક્ષીણુ થતો નથી તે આપણા મધ્યમાં શ્રેષ્ઠ છે; માટે હવે ( તે પ્રાણુ આપણો આત્મા છે એ પ્રકારે ) આપણે સર્વે તે પ્રાણરૂપ થઇએ. ( આવો નિશ્ચય કરી) તે સર્વ ઇન્દ્રિયો આ પ્રાણરૂપતાને પ્રાપ્ત થયાં. તેટલા માટે પ્રાણનાં નામ ઉપરથી આ ઇન્દ્રિયો ' प्राण ' એ સંજ્ઞા વડે કથન કરાય છે.

આ પ્રકારે ઇન્દ્રિયરૂપ અર્થમાં प्राण શબ્દની પ્રવૃત્તિ શ્રુતિસિદ્ધ હોવાથી गयान् तत्रे इति गायत्री—પ્રાણ, ઇન્દ્રિય આદિને ( અસત્—પ્રવૃત્તિથી ) રક્ષણ કરે, તે गायत्री—એવો વ્યુત્પત્તિ અર્થ ફલિત થાય છે.

## ઇન્દ્રિય આદિની સ્વાભાવિક બહિર્મુખતા.

આ પ્રાણ, ઇન્દ્રિય, મન આદિની સ્વભાવસિદ્ધ બહિર્મુખ પ્રવૃત્તિ છે, કેમકે:—पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति-नान्तरात्मन्—સ્વયંભૂ પરમાત્માએ ઇન્દ્રિયોને બહિર્મુખ જ હિંસિત કર્યાં છે—રચ્યાં છે.—તેથી તે બહિર્મુખ દર્શન કરે

છે, પરન્તુ અન્તરાત્માનું દર્શન કરતાં નથી–આ પ્રકારે કઠ૦ ઉપ૦ અ૦ ૨ વ૦ ૧ મં૦ ૧માં યમરાજાએ નચિકેતાને ઈન્દ્રિયોનો બહિર્મુખ સ્વભાવ વર્ણવેલો છે. આ ઈન્દ્રિય આદિની બહિર્મુખતા એ જ તેની અસત્પ્રવૃત્તિ છે; તેથી તેનું રક્ષણ કરવું, એ ગાયત્રીમંત્રનું પ્રયોજન છે.

## ઉક્ત અર્થમાં સર્વશાસ્ત્રોની સંમતિ.

શાસ્ત્રમાત્રનું પર્યવસાન પણ આજ અર્થમાં છે, એવા આશયથી સ્મૃતિમાં કથન કરેલું છે કેઃ–

> बहिर्मुखानि सर्वाणि कृत्वाऽन्तर्मुखानिवै ।
> एतज्ज्ञानं च ध्यानं च शेषस्तु ग्रंथविस्तरः ॥

અઃ—પ્રાણ, ઇંદ્રિય, મન આદિ સર્વ બહિર્મુખ તત્ત્વોને અંતર્મુખ કર્યા, તે જ જ્ઞાન અને તે જ ધ્યાન છે; શેષ તો ગ્રંથનો વિસ્તારમાત્ર છે.

> मनसश्चेन्द्रियाणां च ह्येकाग्र्यं परमं तपः ।
> तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः परमः स्मृतः ॥

અઃ—મન અને ઇન્દ્રિયોની એકાગ્રતા, એ પરમ તપ છે; તે સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે; અને તેને પરમ ધર્મ કહેલો છે.

आत्मगीतामાં અંતર્મુખ પ્રવૃત્તિદ્વારા કર્તવ્યનો પ્રયોગ બતાવેલો છેઃ—

> देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः ।
> खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ॥

અઃ—દેહરૂપ જે મોટો ઉપલ–પાષાણ–છે તેને દૂર ખસેડી

નાંખીને, ફરી બુદ્ધિરૂપી કોદાળીથી મનરૂપી ભૂમિને ખોદીને, પછી પુરૂષ, મને–પ્રત્યગાત્મરૂપ–નિધિં–ખજાનાને–ગ્રહણ કરે, અર્થાત્ સ્વસ્વરૂપે જાણે.

## બંધમોક્ષની કારણતા.

આ મન, ઇન્દ્રિય આદિની આત્માથી વિમુખ વિષયાભિમુખ પ્રવૃત્તિછે, તે જ તેની બહિર્મુખતારૂપ અસત્–પ્રવૃત્તિ છે કે જે કેવળ બંધનું કારણ છે; અને તેની નિર્વિષયતા, એ તેની અંતર્મુખ પ્રવૃત્તિ છે કે જે મોક્ષનું કારણ છે, એવો શાસ્ત્રોક્ત અભિપ્રાય છેઃ—

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
बंधाय विषयासक्तं मुक्तचै निर्विषयं स्मृतम् ॥

અઃ—મનુષ્યોને બંધ અને મોક્ષનું કારણ કેવળ મન છે; વિષયમાં આસક્ત મન, એ બંધનું કારણ છે, અને નિર્વિષય મન, એ મોક્ષનું કારણ છે.

## કામ, ક્રોધ, લોભની અનર્થહેતુતા.

આ બંધનાં કારણરૂપ એવી મન આદિની વિષયાભિમુખ પ્રવૃત્તિ, કામ, ક્રોધ, લોભરૂપ અનર્થ પરંપરાની જનક છે. મન વડે સંકલ્પિત ઇષ્ટપદાર્થનાં દર્શન–શ્રવણમાત્રથી કામ ઉદ્દભવે છે; અભીષ્ટપદાર્થની સિદ્ધિમાં પ્રતિબંધક પ્રાપ્ત થવાથી ( कामात्क्रोधोऽभिजायते ) ક્રોધની ઉત્પત્તિ થાય છે; અને કામનાના વિષયરૂપ પદાર્થની સિદ્ધિ સફલ થાય તો ( कामान्लोभोऽभिजायते ) લોભની ઉત્પત્તિ થાય છે. આ કામ,

ક્રોધ, લોભનો નિર્દેશ નર્કનાં દ્વારરૂપે ગીતાશાસ્ત્ર અ૦ ૧૬ શ્લો૦ ૨૧માં શ્રીકૃષ્ણપરમાત્માએ કરેલો છેઃ--

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥

અ:—કામ, ક્રોધ, અને લોભ એ ત્રણ નર્કનાં દ્વાર છે, અને આત્માનાં નાશ-અધોગતિ-નાં કારણરૂપ છે; તેટલા માટે એ ત્રણેનો ત્યાગ કરવો. આ કામ ક્રોધ આદિ, ધર્મનું સમૂલ ઉન્મૂલન કરવામાં કારણ રૂપ છે-એ અર્થ પ્રમાણસિદ્ધ છેઃ-

सत्येनोत्पाद्यते धर्मो दया दानैव वर्धते ।
क्षमया स्थाप्यते धर्मः कामात् क्रोधाद् विनश्यति ॥

અ:—ધર્મ ( રૂપ વૃક્ષ ) સત્ય વડે ઉત્પન્ન થાય છે, દયા અને દાન વડે વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, ક્ષમા વડે દૃઢ બદ્ધ થાય છે, તથા કામ અને ક્રોધવડે નષ્ટ થાય છે.

## કામ ક્રોધ લોભનો પ્રતિકાર.

આ કામ, ક્રોધ, લોભનો પ્રતિકાર, બૃહ૦ ઉપ૦ અ૦ ૫ બ્રા૦ ૨માં ઉપદેશ કરાએલો છેઃ—

દેવ, મનુષ્ય, અને અસુર, એ ત્રણ પ્રજા, પ્રજાપતિને શરણે શિષ્યભાવથી પ્રાપ્ત થઇ અને વિજ્ઞપ્તિ કરી કેઃ-

ब्रवीतुनोभवानिति—આપ અમને ( શ્રેયનાં સાધનનો ) ઉપદેશ કરો. પ્રજાપતિએ તે ત્રણે પ્રજાને द इति એ પ્રકારે द અક્ષરનો ઉપદેશ કર્યો; અને ક્રમથી તે દેવ, મનુષ્યો અને

અસુરોને પૂછ્યું:—व्यज्ञासिष्टा३ इति— મેં ઉપદેશ રૂપે ઉચ્ચારેલા द અક્ષરનો ભાવાર્થ તમે સમજ્યા ? તે ત્રણે પ્રજાએ ક્રમથી ઉત્તર આપ્યો:—व्यज्ञासिष्म इति—અમે સમજ્યા.

પ્રજાપતિએ પુનઃ પૂછ્યું કે જો તમે સમજ્યા હો તો મેં શું ઉપદેશ કર્યો તે કહી બતાવો.

દેવોએ ઉત્તર આપ્યો:—दाम्यतेति—દમયુક્ત થાઓ એમ આપે ઉપદેશ આપ્યો; અર્થાત્ દેવો સ્વભાવથી अदांत—ઇન્દ્રિયોના નિગ્રહ રૂપ દમ રહિત અને કામયુક્ત હોવાથી તમે દેવતાઓ ઇન્દ્રિયોનું દમન કરો એવો ઉપદેશ આપે અમને કર્યો.

મનુષ્યોએ ઉત્તર આપ્યો:—दत्तेति—દાન કરો એવો અમને ઉપદેશ આપ્યો; અર્થાત્ મનુષ્યો સ્વભાવથી લોભયુક્ત હોવાથી, તમે મનુષ્યો લોભના ત્યાગરૂપ દાન કરો, એવો ઉપદેશ આપે અમને આપ્યો.

અસુરોએ ઉત્તર આપ્યો:—दयध्वमिति—દયા રાખો એવો અમને ઉપદેશ આપ્યો; અર્થાત્ અસુરો સ્વભાવથી ક્રોધયુક્ત, ક્રૂર અને હિંસાપરાયણ હોવાથી, તમે અસુરો, પ્રાણીઓ તરફ દયા રાખો એવો ઉપદેશ આપે અમને કર્યો,

પ્રજાપતિએ કહ્યું:—ओमिति व्यज्ञासिष्टेति—યથાર્થ છે; તમે સમ્યક્ સમજ્યા.

આ દમ, દયા અને દાનરૂપ સાધનો વડે, કામ, ક્રોધ, અને લોભની નિવૃત્તિ દ્વારા, મન ઇન્દ્રિય આદિની બહિર્મુખતા રૂપ અસત્—પ્રવૃત્તિના નિષેધમાં ઉકત આખ્યાયિકાનું તાત્પર્ય છે.

## મનના સ્વભાવોની તસ્કરરૂપતા.

જડભરતે મનના કામક્રોધાદિ સ્વભાવોને તસ્કર–ચોર–નું રૂપક આપેલું છેઃ–

> कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठंति तस्कराः ।
> ज्ञानरत्नापहाराय तस्माज्जागृहिजागृहि ॥

અઃ—જ્ઞાનરૂપી રત્નને હરી જવા માટે, શરીરમાં કામ, ક્રોધ, લોભ અને મોહરૂપ તસ્કરો રહેલા છે; માટે (હે રાહૂગુણ રાજા? મોહરૂપી નિદ્રામાંથી) તું જાગ, જાગ.

જનકવિદેહીએ પણ એ જ આશયથી સ્વાનુભવ પ્રકટ કરેલો છેઃ—

> प्रबुद्धोऽस्मि प्रबुद्धोऽस्मि दृष्टश्चौरो मयात्मनः ।
> मनोनाम निहन्म्येनं मनसाऽस्मि चिरं हतः ॥

અઃ—હવે હું જાગ્રત થયો; હવે હું જાગ્રત થયો; (આત્મારૂપી ધનનું હરણ કરનાર) ચોર મેં નજરે દીઠો; તેનું નામ મન છે; એનું હું હનન કરૂં છું; અનાદિ કાળની તે મન વડે હું હણાતો આવ્યો છું.

તે મનરૂપ તસ્કરને વશ કરવાને ભગીરથ પ્રયત્ન કરવા યોગવાસિષ્ઠમાં વસિષ્ઠગુરૂએ શ્રીરામચંદ્રજીને ઉપદિશેલું છેઃ–

> हस्तं हस्तेन संपीड्य दन्तैर्दन्तान्विचूर्ण्य च ।
> अंगान्यंगैः समाक्रम्य जयेदादौ स्वकंमनः ॥

અઃ—હાથ સામા હાથ ભીંસીને, દાંત સાથે દાંત ઘસી તેનો ચૂરેચૂરો કરી નાંખીને, અંગો સાથે અંગોનું મથનોન્મથન કરીને, પ્રથમ પોતાનું મન જીતવું.

## મનરૂપ તસ્કરનું નિયંત્રણ કરવાનાં સાધનો.

તે મનરૂપ તસ્કરનું, વિષયાભિમુખ અસત્પ્રવૃત્તિથી નિયંત્રણ કરવાના—કર્મ, ઉપાસન, અને જ્ઞાનરૂપ—ત્રિવિધ ઉપાયો વેદભગવાને પ્રતિપાદન કરેલા છે. જેમ ઉચ્છૃંખલ વર્તન કરનાર ચોરને નિયંત્રણ કરવા માટે કાચી કેદ, પાકી કેદ અને દેહાંત દંડરૂપ ઉપાયો લોકસિદ્ધ છે, તેમ મનરૂપ તસ્કરને વશ કરવા માટે, કર્મ એ કાચી કેદ છે, કેમકે તેમાં બહિર્મુખતાને વિશેષ અવકાશ છે; ઉપાસન એ પાકી કેદ છે, કેમકે તેમાં અંતર્મુખતાનું આધિક્ય છે; અને જ્ઞાન એ દેહાંતદંડ સ્થાને છે, કેમકે તે મનોનાશનું કારણભૂત છે.

## મનના ત્રિવિધ દોષની નિવૃત્તિપૂર્વક સંસ્કાર આધાન.

કર્મ, ઉપાસન, અને જ્ઞાનવડે ચિત્તમાં રહેલા ત્રિવિધ દોષો નિવૃત્ત થાય છે. કર્મ વડે મલરૂપ દોષ નિવૃત્ત થાય છે; ઉપાસન વડે વિક્ષેપરૂપ દોષ નિવૃત્ત થાય છે; અર્થાત્ તે તે ઉપાયો વડે, અસંસ્કારી ચિત્તમાં સંસ્કાર ઉદય થાય છે. જેમ મલિન વસ્ત્ર ઉપર બે પ્રકારનો સંસ્કાર અપેક્ષિત છેઃ—(૧) મલાપકર્ષરૂપ સંસ્કાર અને (૨) ગુણાધાનરૂપ સંસ્કાર. મલિનવસ્ત્રને સાબુ આદિ વડે ધોઇ શુદ્ધ કરવામાં આવે, તે મલાપકર્ષરૂપ સંસ્કાર છે; અને શુદ્ધવસ્ત્રને રંગમાં ઝબોળી રંગબેરંગી બનાવાય, તે ગુણાધાનરૂપ સંસ્કાર છે. તેમ ચિત્તમાંથી, નિષ્કામ કર્મ, ઉપાસનવડે, મલવિક્ષેપ

નિવૃત્ત થાય, તે મલાપકર્ષરૂપ સંસ્કાર છે; અને વિશુદ્ધ ચિત્તમાં આવરણની નિવૃત્તિપૂર્વક, જ્ઞાનરૂપ રંગ ચડે, તે ગુણાધાનરૂપ સંસ્કાર છે. માટે સ્મૃતિમાં કહેલું છે કેઃ-कषाये कर्मभिः पक्के ततो ज्ञानं प्रजायते–કર્મો વડે કષાય-ચિત્તના દોષો–નો પરિપાક થએથી જ્ઞાન ઉત્પન્ન થાય છે; ज्ञानमुत्पद्यते पुसांक्षयात्पापस्य कर्मणः–પાપ કર્મોનો ક્ષય થયે, મનુષ્યોને જ્ઞાન ઉત્પન્ન થાય છે.

## યથાધિકાર ઉપદેશ.

શ્રેયનાં સાધનરૂપ ઉપાયોનો શાસ્ત્રકારોએ યથાધિકાર ઉપદેશ આપેલો છે. નૈષ્કર્મ્યસિદ્ધિમાં શ્રીસુરેશ્વરાચાર્યે કહેલું છે કેઃ—

वर्णाश्रमाभिमानेन भवेद्दासोश्रुतेर्नरः ।
वर्णाश्रमविहीनस्तु वर्तते श्रुतिमूर्धनि ॥

અઃ—વર્ણ અને આશ્રમના અભિમાન વડે, મનુષ્ય શ્રુતિનો દાસ છે; પરંતુ વર્ણાશ્રમનાં અભિમાનથી રહિત -અતિ વર્ણાશ્રમી દશાને પ્રાપ્ત થએલ–મનુષ્ય શ્રુતિનાં મસ્તક ઉપર વિરાજિત થાય છે.

વિધિનિષેધના અંકુશમાં વર્તનાર અધિકારીને ઉદ્દેશીને–धर्मं कुरुत माधर्मं सत्यं वदतनानृतम्–ધર્મ કરો, અધર્મ નહીં; સત્ય બોલો,–અસત્ય નહીં.–ઇત્યાદિરૂપે ઉપદેશ છે; અને નિષ્કર્મભાવમાં પ્રાપ્ત થએલ મુમુક્ષુ અધિકારીને અર્થે–त्यजधर्ममधर्मं च ह्युभे सत्यानृतेत्यज–ધર્મ અધર્મ બેયનો ત્યાગ કરો; સત્ય અને અસત્ય, એ ઉભયનો ત્યાગ કરો–એવો ઉપદેશ છે.

આજ અર્થમાં શ્રીકૃષ્ણપરમાત્માએં ગીતાશાસ્ત્ર અ૦ ૬ શ્લો૦ ૩માં સંમતિ આપેલી છેઃ—

आरुरुक्षोर्मुनेर्योगं कर्मकारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

અઃ—આરૂરૂક્ષુ–યોગભૂમિકા ઉપર ચડવાની ઈચ્છા રાખનાર સાધક–મુનીને માટે કર્મયોગ શ્રેયનું સાધન છે; અને યોગભૂમિકા ઉપર આરૂઢ થએલ અધિકારીને અર્થે શમયોગ-જ્ઞાન યોગ–સાધનભૂત છે.

## જ્ઞાન અને કર્મના ક્રમસમુચ્ચયનો અંગીકાર.

આ કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠાના સમુચ્ચયનો કઠશ્રુતિ બાધ કરે છેઃ–दूरमेते विपरीते विषूची ह्यविद्या या च विद्येतिज्ञाता– ( અધિકારી, વિષય, સાધન, ફલની અપેક્ષાએં ) આ કર્મ-નિષ્ઠા, અને જ્ઞાનનિષ્ઠા, પરસ્પર અત્યંત વિરૂદ્ધસ્વભાવવાળી છે, ભિન્ન ભિન્ન પ્રયોજનવાળી છે, તથા અવિદ્યા અને વિદ્યા એ નામથી પ્રસિદ્ધ છે–આ પ્રકારેં યદ્યપિ બન્ને નિષ્ઠાના સમસમુચ્ચ્ય–એકહારેહોવાપણું–નો બાધ છે, તથાપિ ક્રમ-સમુચ્ચયથી બન્નેની ઉપાદેયતા છે.

## જ્ઞાન અને કર્મની એકરૂપતા.

ફલદષ્ટિથી, જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠાનો પૃથગ્ભાવ નથી, માટે શ્રી ભગવદ્ગીતા અ૦ ૫ શ્લો૦ ૪માં કહેલું છે કેઃ– सांख्ययोगौ पृथग् बालाः प्रवदन्ति न पंडिताः–સાંખ્ય–જ્ઞાનનિષ્ઠા, અને યોગ–કર્મનિષ્ઠાની એક બીજાથી ભિન્નરૂપતા છે, એમ બાલકો–મૂઢ અજ્ઞાનીલોકો–કહે છે; પરંતુ પંડિતો તેમ

કહેતા નથી. વળી ઉભયનિષ્ઠાની એકરૂપતા, એ જ સમ્યક્ દર્શન છે, એમ અન્વયમુખથી અ૦ ૫ શ્લો૦ ૫માં કહેલું છેઃ–

एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

અઃ–સાંખ્ય–જ્ઞાન, અને યોગ–કર્મ, એકરૂપ જ છે, એમ જે જૂવે છે, તે જ સમ્યક્ જૂવે છે. આ રીતે ભિન્ન ભિન્ન સાધનોની એકરૂપતા, એ ફલની એકરૂપતાને આધીન છે. જ્ઞાન અને કર્મના અધિકારીઓને ફલનું એકરૂપપણું સમાનરૂપે અ૦ ૫ શ્લો૦ ૫માં બતાવેલું છેઃ—

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपिगम्यते ॥

અઃ જે પદને જ્ઞાનયોગના અધિકારીઓ પામે છે, તેને કર્મયોગના અધિકારીઓ પણ પામે છે; અર્થાત્ પરમપદની પ્રાપ્તિમાં જ્ઞાનયોગ સાક્ષાત્ સાધનરૂપ છે, અને કર્મયોગ પરંપરાએ સાધનભૂત છે.

## ગાયત્રી મંત્રનો યથાધિકાર વિનિયોગ.

આ પ્રકારે ગાયત્રીમંત્રનો પણ યથાધિકાર વિનિયોગ કરી લેવો. કર્મઠ–કર્મના અધિકારી–ને માટે તે કર્મયોગ વિષયક છે–અર્થાત્ પારમાર્થિક તત્ત્વવેદક છે.

## ગાયત્રીના ઉપાસ્ય દેવતા.

ગાયત્રીમંત્રના ઉપાસ્ય દેવતા સવિતા–સૂર્ય–છે. બુદ્ધિના પ્રેરકરૂપે ઉપાસ્ય હોવાથી તે, અંતર્યામીરૂપ આત્માને લક્ષ્ય કરે છે. શ્રુતિઓમાં આત્માનું નિર્ગુણ અને સગુણરૂપે વિવેચન કરેલું છે.

निर्गुणं निष्क्रियं शांतं निरवद्यं निरंजनम्–ગુણુથી રહિત, ક્રિયાથી રહિત, રાગદ્વેષાદિ ક્ષોભરહિત, નિર્દોષ, અને માયા અવિદ્યાના લેપરહિત એવો આત્મા છે–ઇત્યાદિ શ્રુતિપ્રમાણુથી તેનું નિર્ગુણ સ્વરૂપ સિદ્ધ છે; અને सर्वगंधः सर्वरसः–સર્વગંધરૂપ, સર્વ રસરૂપ–ઇત્યાદિ શ્રુતિપ્રમાણુથી તેનું સગુણ સ્વરૂપ સિદ્ધ છે. તથા एकं सद्विप्रा बहुधा वदंति–સત્ રૂપ પરમાત્મા એક છે, પરંતુ વિદ્વાનો તેનું બહુ પ્રકારે કથન કરે છે,–ઇત્યાદિ શ્રુતિપ્રમાણોથી આત્માની એકરૂપતા સિદ્ધ છે. એકરૂપ એવા આત્માનાં નિર્ગુણ સ્વરૂપ અને સગુણ સ્વરૂપને પ્રતિપાદન કરનાર શ્રુતિઓનો પરસ્પર વ્યાક્ષેપ–વિરોધ–ટાળવાને ભગવાન્ ભાષ્યકારે શારીરક ભાષ્યમાં શ્રુતિઓનો સમન્વય–એકવાક્યતા–કરી બતાવેલ છે.

## જ્ઞાન અને ધ્યાનદૃષ્ટિથી નિર્ગુણ સગુણની વ્યવસ્થા.

निर्गुणं ज्ञेयम् सगुणं ध्येयम्–નિર્ગુણ સ્વરૂપ જ્ઞેય–જ્ઞાનનો વિષય છે, અને સગુણ સ્વરૂપ ધ્યેય–ધ્યાનનો વિષય છે.

જ્ઞાન અને ધ્યાનનો મહિમા એવો છે કેઃ—ज्ञानं वस्तुतंत्रम्–જ્ઞાન વસ્તુને આધીન છે; અર્થાત્ જેવું વસ્તુસ્વરૂપ હોય, તેવું જ તેનું જ્ઞાન થાય; જેમકે શાલીગ્રામ કંકરવિશેષ છે તો જ્ઞાન તેને કંકરરૂપે જ વિષય કરે.

પરંતુ ध्यानं पुरुषतंत्रम्–ધ્યાન એ પુરુષને આધીન છે; અર્થાત્ વસ્તુસ્વરૂપ ગમે તેવું હોય, પરંતુ ધ્યાન કરનાર, જેવી પોતાની ભાવના હોય, તેવું સ્વરૂપ તેમાં કલ્પી ધ્યાન કરી શકે છે; જેમકે શાલીગ્રામ કંકરવિશેષ છતાં, शांताकारं

ભુજગશયનમ્-શાંત છે આકાર જેનો, સર્પ છે શયન જેનું- ઈત્યાદિ પ્રકારે વિષ્ણુસ્વરૂપ આરોપી તે રૂપે તેમાં ધ્યાન કરી શકે.

## સગુણતત્ત્વની મંદાનુગ્રાહકતા.

નિર્ગુણ, નિર્વિશેષ તત્ત્વનું, સગુણ સવિશેષરૂપે નિરૂપણ, મંદ અધિકારીઓને અનુગ્રહ કરનારૂં છે, એવું સિદ્ધાંતશાસ્ત્ર-પ્રતિપાદિત છેઃ—

निर्विशेषं परं तत्त्वं साक्षात्कर्तुमनीश्वराः ।
ये मन्दास्तेऽनुकंप्यंन्ते सविशेषनिरूपणैः ॥

અ:—નિર્વિશેષ એવાં પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવામાં અસમર્થ એવા જે મંદઅધિકારી છે, તે પણ સવિશેષ રૂપે તે તત્ત્વનું નિરૂપણ કરવાથી અનુગૃહીત થાય છે. કહેવાનું તાત્પર્ય એવું છે કે વિચાર વડે નિર્ગુણ તત્ત્વનો સાક્ષાત્કાર કરવામાં જે અસમર્થ હોય, તે તેનું નિર્ગુણ ઉપાસન દ્વારા, ધ્યાન કરે; અને તે નિર્ગુણ ઉપાસન કરવામાં પણ જે અસમર્થ હોય એવા મંદજીજ્ઞાસુઓ, તેનું સગુણ સ્વરૂપે ધ્યાન કરે.

## અધિકારનાં તારતમ્ય અનુસાર ફલનું વૈષમ્ય.

વસ્તુના અપરોક્ષ સાક્ષાત્કારનું ફલ, જીવન્મુક્તિ અને તે દ્વારા વિદેહકૈવલ્યમુક્તિ છે-तमेवविदित्वातिमृत्युमेति । नान्यः पन्था विद्यतेऽयनाय-તે પરમાત્માને જાણીને જ મૃત્યુને તરી પાર જાય છે; મોક્ષને માટે (જ્ઞાન સિવાય) બીજો માર્ગ (જ) નથી-એ શ્રુતિનિર્ણીત અર્થ છે.

નિર્ગુણ ઉપાસન પણ સંવાદિભ્રમની પેઠે મોક્ષરૂપ ફલપ્રદ છે, એ અર્થ વાર્ત્તિકકારે સ્વમુખે મણિનાં દૃષ્ટાંતથી સ્પષ્ટ કરેલો છેઃ—

मणिप्रदीपप्रभयोर्मणिबुद्धयाऽभिधावतोः ।
मिथ्याज्ञानाऽविशेषेऽपि विशेषोऽर्थ क्रियांप्रति ॥

અઃ—મણિની પ્રભા અને દીપકની પ્રભા તરફ મણિબુદ્ધિથી દોડતા બે પુરૂષોને મિથ્યાજ્ઞાનનું સમાનપણું છતાં, અર્થક્રિયા–ફલસિદ્ધિમાં વિશેષતા–વિલક્ષણતા–રહેલી છે.

અહીં તાત્પર્ય એવું છે કે દૂર દેશમાં એક સ્થળે મણિની પભા પ્રકાશે છે, અને અન્ય સ્થળે દીપકની પ્રભા પ્રકાશે છે; તે દૂરથી જોનારા બે પુરૂષોને બેય મણિની પ્રભા છે એવો ભ્રમ થાય છે. તે બેય પુરૂષો મિથ્યાજ્ઞાન-પૂર્વક પ્રવૃત્તિ કરે છે, કેમકે મણિ કયો અને દીપક કયો તેનો અવિવેક બન્નેને સમાન છે. તેથી બેયની ભ્રાંતિસિદ્ધ પ્રવૃત્તિ છે; તેમાં જેની પ્રવૃત્તિ મણિની પ્રભા તરફ છે, તેને ઈષ્ટપદાર્થ મણિનો લાભ થાય છે; પરંતુ જેની પ્રવૃત્તિ મણિ બુદ્ધિથી દીપક તરફ છે, તેને ઈષ્ટમણિની પ્રાપ્તિ થતી નથી. આમ બેય પુરૂષોની મિથ્યાજ્ઞાન–પૂર્વક–પ્રવૃત્તિ સમાન છતાં ફલનો ભેદ છે.

## સંવાદિ અને વિસંવાદિભ્રમનાં સ્વરૂપ.

આ દૃષ્ટાંતમાં ભ્રમનાં બે સ્વરૂપ સિદ્ધ થાય છેઃ–(૧) સંવાદિભ્રમ; અને (૨) વિસંવાદિભ્રમ. સફલ પ્રવૃત્તિજનક જે ભ્રાંતિ છે તેને સંવાદિભ્રમ કહેવામાં આવે છે; અને નિષ્ફલ

પ્રવૃત્તિજનક જે ભ્રાંતિ છે, તેને વિસંવાદિભ્રમ કહેવામાં આવે છે.

મિથ્યાજ્ઞાનપૂર્વક મણિબુદ્ધિથી મણિ તરફ પ્રવૃત્તિ થઇ, તે સંવાદિભ્રમનું દૃષ્ટાંત છે; અને મિથ્યાજ્ઞાનપૂર્વક મણિબુદ્ધિથી દીપકની પ્રભા તરફ પ્રવૃત્તિ થઈ, તે વિસંવાદિભ્રમનું ઉદાહરણ છે.

## ભાવના અનુરૂપ ફલપ્રાપ્તિ.

સંવાદિભ્રમની પેઠે. નિર્ગુણતત્ત્વનું અપરોક્ષજ્ઞાન નહીં છતાં પણ તે ભાવનાથી પરમાત્માનું ધ્યાન કરનાર નિર્ગુણ ઉપાસકને બ્રહ્મરૂપતા અવશ્ય પ્રાપ્ત થાય છે; પરંતુ સગુણ ઉપાસકને તો तंयथा यथोपास्ते तदेव भवति- તે પરમાત્માનું જે જે રૂપે ઉપાસન કરે, તે તે રૂપ તે ઉપાસક થાય છે એ બૃહદારણ્યક શ્રુતિનિર્ણીત અર્થ છે.

ઉપાસનના વિષયમાં, ઉમામહેશનો સંવાદ ઉક્ત અર્થને પુષ્ટિ આપે છે. પાર્વતીએ મહાદેવને પ્રશ્ન કર્યો કે તમારાં સ્વરૂપનું કેવા પ્રકારથી ધ્યાન કરવું? ત્યારે મહેશ્વરે પ્રત્યુત્તર આપ્યો કેઃ—

> पुंरूपं वा स्मरेद् देवि स्त्रीरूपं वा विचिंतयेत् ।
> अथवा निष्कलं ध्यायेत् सच्चिदानंदविग्रहम् ॥

અઃ—હે દેવિ, પુરુષ-સ્વરૂપમાં ભાવના બેસતી હોય તો, તે રૂપે (શિવ વિષ્ણુ આદિ રૂપે] સ્મરણ કરવું; સ્ત્રી સ્વરૂપમાં ભાવના બેસતી હોય તો, તે રૂપે [દેવી-રૂપે] ચિંતન કરવું; અથવા નિર્ગુણ સ્વરૂપમાં ભાવના

બેસતી હોય તો, નિરવયવ સચ્ચિદાનંદ સ્વરૂપે ધ્યાન કરવું.

## વિવક્ષિત તાત્પર્ય.

ગાયત્રીમંત્ર દ્વારા ઉપાસ્ય-ઉપાસન કરવા યોગ્ય-સવિતા દેવનું જ્ઞાન, અને ધ્યાનના વિષયરૂપે યથાધિકાર સંભાવન કરવું એ રહસ્ય છે.

## ગાયત્રીમંત્રનું પ્રાધાન્ય

સર્વ મંત્રોની અપેક્ષાએ ગાયત્રી મંત્રનું પ્રાધાન્ય છે, કેમકે गायत्री छंदसां माता ગાયત્રી એ સર્વ વેદોની માતારૂપ છે. પરાશરસ્મૃતિમાં ગાયત્રીપ્રશંસા કરેલી છે કેઃ—

गायत्री च तथा वेदा ब्रह्मणा तोलिताः पुरा ।
वेदेभ्योऽपि षडंगेभ्यो गायत्र्यतिगरीयसी ॥

અઃ—પૂર્વે બ્રહ્માએ ગાયત્રી તથા વેદોનું તોલન કર્યું, તેમાં વેદો તથા ષડ્વેદનાં અંગો કરતાં પણ ગાયત્રીનું અતિભારે નીકળ્યું.

ભગવાન્ ભાષ્યકારે પણ એવો ઉલ્લેખ કરેલો છે કેઃ- तत्प्रयोक्तृगयत्राणाद्गायत्रीति । न चान्येषां छंदसां प्रयोक्तृप्राणत्राण-सामर्थ्यम्-ગાયત્રીમંત્રના પ્રયોગ કરનારના પ્રાણનું રક્ષણ કરવા વડે, ગાયત્રી એવું (અન્વર્થ) નામ છે; અન્ય છંદોમાં તેના પ્રયોગ કરનારના પ્રાણનું રક્ષણ કરવાનું સામર્થ્ય નથી.

વળી, गायत्र्या ब्राह्मणमसृजत–ગાયત્રી વડે બ્રાહ્મણને ઉત્પન્ન કર્યો–એ શ્રુતિ અનુસાર દ્વિજોત્તમનો (દ્વિજત્વરૂપ) બીજો જન્મ, ગાયત્રીનિમિત્તક હોવાથી, ગાયત્રીનું સવિશેષ-

પણું છે. ગાયત્રી વડે દ્વિજોત્તમ ભાવને પ્રાપ્ત થએલને જ નિરંકુશપણે ઉત્તમપુરૂષાર્થનાં સાધનનો અધિકાર મળે છે; મનુસ્મૃતિ અ૦ ૨ શ્લો૦ ૮૧ માં કહેલું છે કેઃ-

> ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ।
> त्रिपदा चैव सावित्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥

અઃ— ઓંકારપૂર્વક, ભૂર્, ભુવઃ અને સ્વઃ, એ ત્રણ મહા વ્યાહૃતિઓ અવિનાશીફલને પ્રાપ્ત કરાવનારી છે, તે સહિત ત્રિપદાગાયત્રી બ્રહ્મપ્રાપ્તિનાં દ્વારરૂપ છે; અર્થાત્ ગાયત્રીનાં અધ્યયન વડે નિષ્પાપ થએલ અધિકારીને બ્રહ્મજ્ઞાનની પરાકાષ્ઠાપૂર્વક મોક્ષપ્રાપ્તિ થાય છે.

આ રીતેં પરમપુરૂષાર્થનો સંબંધ ગાયત્રીમૂલક હોવાથી, ગાયત્રીમંત્રનું સર્વથા પ્રાધાન્ય છે.

## અર્થનાં અનુસંધાનપૂર્વક ઉપાસનની કર્તવ્યતા.

ગાયત્રીના અર્થનાં અનુસંધાનપૂર્વક તેનું ઉપાસન કર્તવ્ય છે, કેમકે શ્રીમદ્ ભાગવતમાં કહેલું છે કેઃ—

> शब्दब्रह्मणि निष्णातो न निष्णायात्परे यदि ।
> श्रमस्तस्य श्रमफलं ह्यधेनुमिव रक्षतः ॥

અઃ— શબ્દબ્રહ્મ-શાસ્ત્રમાં ગરકાબ હોય; પરંતુ તેના અર્થરૂપ પરબ્રહ્મમાં ગરકાબ ન થયો, તો વસુકી ગએલ પાંકડી ગાયનાં રક્ષણ કરનાર પુરૂષને જેમ, તેમ તેને શ્રમનું ફલ શ્રમ જ છે.

અર્થનું અનુસંધાન પણ, કેવળ વ્યાકરણ દ્વારા નહીં પરંતુ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂદ્વારા ફલસિદ્ધિ પર્યંત કર્તવ્ય છે, માટે શ્રી વિદ્યારણ્યમુનિએ પંચદશી બ્રહ્માનંદગત યોગાનંદ પ્રકરણ શ્લો૦ ૮૪ માં કહેલું છે કેઃ–

अर्थे व्याकरणाद् बुद्धे साक्षात्कारोऽवशिष्यते ॥
स्यात्कृतार्थत्वधीर्यावत्तावद् गुरुमुपास्स्व भोः ॥

અઃ— વ્યાકરણ વગેરેથી અર્થ જાણ્યો તે પછી પણ સાક્ષાત્કાર-અપરોક્ષ અનુભવ–થવો અવશેષ રહી જાય છે; (જ્ઞાનનાં સંપૂર્ણપણાંનો અવધિ કૃતાર્થત્વબુદ્ધિમાં રહેલ છે; ) માટે જ્યાં સૂધી કૃતાર્થત્વબુદ્ધિ ઉત્પન્ન થાય, ત્યાં સૂધી ગુરૂની ઉપાસના કર્યો કરો.

## પ્રકૃત ભાષાંતરની સંગતિ.

આવો ગૂઢ અભિપ્રાય લક્ષમાં રાખી પ્રવણયુક્ત સમ-વ્યાહૃતિ તથા શિરોભાગ સહિત ગાયત્રીમંત્રનું રહસ્ય અજ-વાળાંમાં લાવવા, ભગવાન્ ભાષ્યકારે, ગાયત્રીભાષ્ય લખેલું છે; તે ભાષ્યપ્રબંધને અનુસાર, પૂર્વાશ્રમમાં મંડનમિશ્ર નામથી સુપ્રસિદ્ધ શ્રી સુરેશ્વરાચાર્યે, શ્લોકબદ્ધ ગાયત્રીવાર્તિક યોજેલું છે, જેનું ટિપ્પણોથી સુપલ્લવિત કરેલું ગદ્યપદ્યાત્મક ભાષાંતર આ ગ્રન્થમાં આપેલું છે.

## અંતિમ વિજ્ઞાપન.

ગાયત્રી મંત્રની ગૂઢતા લક્ષમાં લેતાં તે ઉપર ભાષ્ય-પ્રબંધનાં અર્થગાંભીર્ય ઉપર દૃષ્ટિપાત કરતાં, વાર્તિકકારનું સર્વદેશીપાંડિત્ય વિચારતાં, તથા આપણી ભ્રમ, પ્રમાદ,

આદિ યુક્ત પરિચ્છિન્ન દૃષ્ટિનું અવલોકન કરતાં, સર્વજ્ઞ આચાર્યોના વિચારો ઉપર ભાષાંતરદ્વારા પ્રકાશ પાડવા કટિબદ્ધ થતાં, વૃત્તિમાં શ્રી વાચસ્પતિમિશ્રઉક્ત સમાધાન ઉપસ્થિત થાય છે કેઃ—

आचार्यकृतिनिवेशनमप्यवधूतंबचोऽस्मदाद्दीनाम् ।
रथ्योदकमिव गंगाप्रवाहपातः पवित्रयति ॥

અઃ—જેમ રથ્યોદક–વોંકળાનું પાણી–ગંગાના પ્રવાહમાં પડવાથી પવિત્ર થાય છે, તેમ અમો આદિનાં વચન, આચાર્યોની કૃતિરૂપ લેખમાં ભળવાથી પવિત્ર થાય છે.

ભાષાંતર કર્તા.



# अथ गायत्रीमंत्रः ॥

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

अथ मंत्रपदच्छेदः ॥

तत् सवितुः देवस्य वरेण्यम् भर्गः धीमहि धियः यः नः प्रचोदयात् ॥

अथ अन्वयः ॥

यः नः धियः प्रचोदयात् तत् सवितुः देवस्य वरेण्यं भर्गः धीमहि ॥

अथ मंत्रपदार्थः ॥

જે અમારી બુદ્ધિને પ્રેરે છે તે, સૂર્યદેવનાં સ્વરૂપભૂત, સ્પૃહાકરવા યોગ્ય, તેજનું અમે ધ્યાન કરીએં છીએં.

---

(૧) त[૧] त्स[૨] वि[૩] तु[૪] र्व[૫] रे[૬] णि[૭] यं[૮], भ[૯] र्गो[૧૦] दे[૧૧] व[૧૨] स्य[૧૩] धी[૧૪] म[૧૫] हि[૧૬], धि[૧૭] यो[૧૮] यो[૧૯] नः[૨૦] प्र[૨૧] चो[૨૨] द[૨૩] यात्[૨૪] ॥

આ પ્રકારેં ગાયત્રીમંત્રના ચોવીશ અક્ષરો છે; આઠ આઠ અક્ષરોનું એક, એવાં ત્રણ ચરણો છે, તેથી ગાયત્રી 'ત્રિપદા' કહેવાય છે.

પ્રત્યેક વૈદિકમંત્રનું, તેના ઋષિ, છંદ, અને દેવતાનાં જ્ઞાનપૂર્વક, અધ્યયન કર્તવ્ય છે, એ પ્રણાલિકા અનુસાર ગાયત્રીમંત્રના, વિશ્વામિત્ર ઋષિ, ગાયત્રી છંદ, અને સવિતા દેવતા છે.

(૨) સર્વ વૈદિકમંત્રોની પેઠે, ગાયત્રીમંત્રના આરંભમાં પણ, ૐકારનો વિનિયોગ વિધિપ્રાપ્ત છે, કેમકેઃ-

ॐ कारश्चाथ शब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।
कंठं भित्त्वा विनिर्यातौ तेन मांगलिकावुभौ ॥

અ:— પૂર્વે (સૃષ્ટિના આરંભમાં) ॐ અને અથ એ બે શબ્દો,–બ્રહ્માના કંઠનું ભેદન કરી નીકળેલા છે; માટે તે બે મંગલ રૂપ છે.

વળી બ્રહ્મનાં પ્રતીક રૂપે પણ ૐકારની મંગળરૂપતા સિદ્ધ છે; માટે પ્રત્યેક વૈદિક મંત્રનો પ્રારંભ, ૐકારના વિનિયોગપૂર્વક કર્તવ્ય છે. તે પ્રણવરૂપ ૐકારના પરબ્રહ્મ ઋષિ છે, ગાયત્રી છંદ છે, અને પરમાત્મા દેવતા છે:

આ પ્રણવરૂપ ૐકારનાં અનુસંધાનની કર્તવ્યતા, શ્રી ગૌડપાદાચાર્યે માંડૂક્યકારિકામાં, સ્થાપિત કરેલી છે:–

युञ्जीत प्रणवे चेतः प्रणवो ब्रह्म निर्भयम् ।
प्रणवे नित्ययुक्तस्य न भयं विद्यते क्वचित् ॥

અ:— ૐકારમાં ચિત્તને જોડી આપવું; ૐકાર નિર્ભય બ્રહ્મ સ્વરૂપ છે; ૐકારમાં સદા યુક્ત થએલ (જોડાયેલ) પુરૂષને, ક્યાંય પણ ભય પ્રાપ્ત થતો નથી.

प्रणवो ह्यपरं ब्रह्म प्रणवश्च परः स्मृतः ।
अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥

અ:— ૐકાર અપરબ્રહ્મ રૂપ છે; તેમ ૐકારને પરબ્રહ્મરૂપ પણ કહેલો છે; ૐકારનું (કોઇ કારણ ન હોવાથી તે) અપૂર્વ છે; (ૐકારથી ભિન્ન જાતિવાળું કોઇ અંતર

ન હોવાથી તે ) અનંતર છે; ( ૐકારથી કોઈ વસ્તુ બહાર ન હોવાથી તે ) અબાહ્ય છે; ( ૐકારનું કોઇ કાર્ય નથી માટે તે ) અનપર છે; ( ૐકારનો નાશ ન હોવાથી તે ) અવ્યય છે.

सर्वस्य प्रणवोह्यादि र्मध्यमान्तस्तथैव च ।
एवं हि प्रणवं ज्ञात्वा व्यश्नुते तदनंतरम् ॥

અ:—સર્વ ( પ્રપંચ )નો આદિ તેમ જ મધ્ય અને અંત પણ, ૐકાર જ છે; આ પ્રકારે ૐકારને જાણીને પછી પરમાર્થતત્ત્વને પામે છે (અર્થાત્ મુક્ત થાય છે)

प्रणवं हीश्वरं विद्यात् सर्वस्य हृदि संस्थितम् ।
सर्वव्यापिनमोंकारं मत्वा धीरो न शोचति ॥

અ:—ૐકારને, સર્વનાં હૃદયમાં રમી રહેલ ઇશ્વરરૂપ જાણો; સર્વવ્યાપક ૐકારનું મનન કરીને, ધીર-બુદ્ધિમાન્ પુરૂષ-( સંસારરૂપ ) શોકને પ્રાપ્ત થતો નથી.

अमात्रोऽनन्तमात्रश्च द्वैतस्योपशमः शिवः ।
ॐकारो विदितो येन स मुनि र्नेतरो जनः ॥

અ:—ૐકાર अमात्र-અકાર, ઉકાર, મકારરૂપ માત્રાથી રહિત તુરીયરૂપ-છે; તેમ अनंतमात्र-અપરિમિત સ્વરૂપ-છે; દ્વૈત ( પ્રપંચ )ના નિષેધના અવધિરૂપ છે; शिव-મંગલ સ્વરૂપ-છે; ૐકારનું જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું તે મુનિ છે; એથી અન્ય મુનિ નથી.



ॐ

अथ

# श्री गायत्री वार्त्तिक गद्यात्मक भाषांतर.

तद्यथाम्रे फलार्थे निर्मिते छायागंधावनूत्पद्येते एवं धर्मं चर्यमाण मर्था अनूत्पद्यंते–એ આપસ્તંબસ્મૃતિ–ઉક્ત–ન્યાય અનુસાર શ્રી સુરેશ્વરાચાર્ય, પ્રથમ [2]વાર્ત્તિકમાં ગાયત્રીમંત્રગત तत् અને सवितुः એ પદોનું નિર્વચન કરવાની સાથે, વસ્તુનિર્દેશ રૂપ મંગલનું પણ અર્થથી અનુસંધાન કરે છે, તથા ધ્યેય–ધ્યાનના વિષયરૂપ–તત્ત્વનું તટસ્થ[3] લક્ષણ આપે છે.

तदित्यवाङ्मनोगम्यं ध्येयं यत्सूर्यमंडले ।
सवितुः सकलोत्पत्ति स्थिति संहारकारिणः ॥ १ ॥

અઃ—तत्[4]=તે–એ પદ વડે સૂર્યમંડલમાં[5] ધ્યાન કરવા યોગ્ય, જે મનવાણીનું[6] અવિષય તત્ત્વ છે, તે ( વિવક્ષિત–કહેવાને ઇચ્છિત–છે. ) सवितुः=સૂર્યનું; અર્થાત્ સકલ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ સંહાર કરનારનું ( એવો અર્થ અપેક્ષિત છે ) ॥૧॥

(૧) જેમ ફલરૂપ હેતુની અપેક્ષાથી રોપેલાં આંબાનાં વૃક્ષમાંથી, અહેતુરૂપ એવાં છાયા અને સુગંધનો અયાચિત લાભ મળે છે, તેમ ધર્મનું આચરણ કરનારને ( અયાચિત લાભ રૂપે ) અર્થ (પણ) મળે છેઃ–એ ન્યાય અનુસાર પ્રથમ વાર્ત્તિક, ગાયત્રીમંત્રના વિષયનું નિર્ધારણ કરતાં, વસ્તુનાં અનુસંધાનરૂપ વસ્તુનિર્દેશક મંગલનો પણ અર્થ સારે છે;

અર્થાત્ आम्राश्च सिक्ताः पितरश्च प्रीणिताः–પીપળે પાણી રેડાય અને પિતૃઓ તૃપ્ત થાય–એ ન્યાય અનુસાર, બેય પ્રકારની અર્થસિદ્ધિ કરે છે.

(૨) उक्तानुक्तदुरुक्तप्रतिपादनं वार्त्तिकम्–મૂળમાં કહેલું કહી બતાવે, કહેવું રહી ગયું હોય તેનું કથન કરે, તથા અનુચિત કથન હોય તેનું પણ પ્રતિપાદન કરે–એ પ્રકારની ટીકાને વાર્તિક કહેવામાં આવે છે.

असाधारणधर्मोलक्षणम्–વસ્તુનો અસાધારણ ધર્મ હોય તેને लक्षण કહેવામાં આવે છે–એ लक्षण શબ્દની શાસ્ત્રોક્ત વ્યાખ્યા છે. लक्षण બે પ્રકારનું છેઃ–(૧) तटस्थलक्षण, અને (૨) स्वरूपलक्षण. कादाचित्कत्वे सति व्यावर्त्तकं तटस्थलक्षणम्–જે ધર્મ, વસ્તુમાં કોઈક કાળે હોય, અને વસ્તુને અન્ય પદાર્થોથી અલગ કરી બતાવે, તેને तटस्थलक्षण કહેવામાં આવે છે; જેમકે काकवद् देवदत्तग्रहम्–કાગડાવાળું દેવદત્તનું ઘર–એ દૃષ્ટાંતમાં ‘ કાગડો ’ એ ઘરનું તટસ્થ લક્ષણ છે, કેમકે તે દેવદત્તનાં ઘર સાથે નિરંતર સંબંધી નથી, પરંતુ કોઈ કાળે વર્તે છે, છતાં અન્ય ઘરોથી દેવદત્તનાં ઘરને અળગું પાડી બતાવે છે.

અને स्वरूप सद् व्यावर्तकं स्वरूपलक्षणम्–જે ધર્મ, વસ્તુનો સ્વરૂપભૂત હોઈ, અન્ય પદાર્થોથી વસ્તુને અલગ પાડી બતાવે, તેને स्वरूपलक्षण કહેવામાં આવે છે; જેમકે સુગંધ, શીતલતા, કટુતા આદિ ધર્મો ચંદનમાં સ્વરૂપભૂત થઈ સદા વર્તે છે, અને ઇતર વસ્તુઓથી ચંદન ને અળગું પાડી બતાવે છે, માટે તે स्वरूपलक्षण છે.

સિદ્ધાંતમાં जन्माद्यस्ययतः–જગતનાં ઉત્પત્તિ સ્થિતિ અને લય છે જેનાથી તે (ब्रह्म)–એ પરમાત્માનું तटस्थलक्षण છે; અને सत्यं ज्ञानमनन्तं ब्रह्म–સત્ય, જ્ઞાન, અને અનંતરૂપ બ્રહ્મ છે–અહીં સત્ય જ્ઞાન આદિરૂપતા, એ પરમાત્માનું स्वरूपलक्षण છે.

(૪) तत्–એ પદ વડે બ્રહ્મરૂપ અર્થ કહેવાને ઇચ્છિત છે. तत्त्वमसि–તે તું છો–એ સામવેદનાં મહાવાકયમાં तत् પદ વડે બ્રહ્મ લક્ષ્ય કરાય છે. ભ૦ ગીતા૦ અ૦ ૧૭ શ્લો૦ ૨૩ માં:–

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः–

ॐ तत्, અને सत्–એ ત્રણ પ્રકારથી બ્રહ્મનો નિર્દેશ કહેલો છે.

(૫) योऽसावादित्ये पुरुषः सोऽसावहम्–જે આદિત્યમંડલમાં પુરૂષ રૂપ પરમાત્મા છે, તે રૂપ જ હું છું–એ રીતે સૂર્યમંડલમાં ધ્યાન કરવા યોગ્ય, અધિદૈવ રૂપે રહેલ અંતર્યામી તત્ત્વનું સવિશેષ નિરૂપણ બૃહ૦ ઉ૦ અ૦ ૪ ના સાતમા અંતર્યામી બ્રાહ્મણના મંત્ર ૯ માં કહેલું છે:—

यआदित्येतिष्ठन्नादित्यादंतरोयमादित्यो न वेद यस्यादित्यः शरीरम्। यआदित्यमंतरोयमयत्येष त आत्मान्तर्याम्यमृतः–

જે આદિત્યમાં રહેલ છે, આદિત્યની અંતર્ગત છે, જેને આદિત્ય જાણતા નથી, જેનું આદિત્ય એ શરીર છે, જે આદિત્યની અંતર રહી આદિત્યને નિયમમાં રાખે છે, તે અંતર્યામી, અમૃતસ્વરૂપ, તમારો આત્મા છે–(આ પ્રકારે યાજ્ઞવલ્કયે ઉદ્દાલક આરૂણિને ઉપદિશેલું છે).

મંત્રદ્રષ્ટા ઋષિઓને તે અંતર્યામી તત્ત્વ જ ઉપાસ્ય છે એ બૃહ૦ ઉ૦ અ૦ ૫ બ્રા૦ ૧૫ના મંત્રથી સ્પષ્ટ થાય છે:–

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

—હિરણ્મયપાત્ર—સૂર્યમંડલ વડે સત્યરૂપ પરમાત્માનું મુખ—વાસ્તવ તત્ત્વ—આચ્છાદિત થએલું છે; હે પૂષન્—સૂર્યમંડલ અભિમાની દેવતા—સત્ય ધર્મરૂપ એવા અમને (યથાર્થ) દર્શન થવા માટે, તે આવરણને અમારી દૃષ્ટિથી દૂર કરો.

(૬) यतो वाचो निवर्ततेऽप्राप्य मनसा सह—મનસહિત વાણી જેને ન પહોંચીને પાછી ફરે છે—તૈ૦ ઉ૦ અ૦ ૨ અનુ૦ ૪ ગત શ્રુતિસિદ્ધ પરમાત્મતત્ત્વ.

આ જ અર્થમાં કેન ઉપનિષત્ પ્રથમ ખંડના મંત્ર ૪–૫ પ્રમાણભૂત છેઃ—

यद्वाचानभ्युदितं येनवागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।

અઃ—જે વાણી વડે પ્રકાશિત થતું નથી, અને વાણી જે વડે પ્રકાશિત થાય છે, તે જ બ્રહ્મ છે એમ તું જાણ; પરંતુ આ અંગુલિ—નિર્દિશ્યમાન વસ્તુ જેનું તું ઉપાસન કરે છે, તે બ્રહ્મ નથી.

यन्मनसा न मनुते येनाहु र्मनोमतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिमुपासते ॥

અઃ—મન વડે જેનું મનન થતું નથી, અને મન જે વડે મનનરૂપ ક્રિયા કરે છે, તે જ બ્રહ્મ છે એમ તું જાણ; પરંતુ આ અંગુલિ—નિર્દિશ્યમાન વસ્તુ જેનું તું ઉપાસન કરે છે, તે બ્રહ્મ નથી.

(૭) सवितुः–સૂર્યનું–એ પદને અંતે છઠ્ઠી વિભક્તિ છે તે તાદાત્મ્યરૂપ અર્થમાં છે; છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ, राहोः शिरः–રાહુનું માથું–એ પ્રયોગની પેઠે ઉપચાર–કથનમાત્ર–છે; અર્થાત્ राहोः शिरः એ પ્રયોગમાં राहोः એ પદને અંતે છઠ્ઠી વિભક્તિ છે તેથી ' રાહુનું માથું ' એવા અર્થની પ્રતીતિ થાય છે; પરંતુ રાહુ જૂદો અને તેનું માથું જૂદું એ કલ્પના સમીચીન નથી, કેમકે રાહુ એ જ માથું છે; તેથી છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ તાદાત્મ્યરૂપ અર્થમાં લેવો પડે છે; તેમ અહીં પણ सवितुः પદમાં છઠ્ઠી વિભક્તિ ઉપચાર–કથનમાત્ર–છે; તેથી सवितुः भर्गः–સકલ જગતની ઉત્પત્તિ સ્થિતિ લયનાં કારણરૂપ એવું તેજસ્વરૂપ–આવો અર્થ ફલિત થાય છે. सवितृ પદ ' सू ' ધાતુમાંથી નિષ્પન્ન થએલું છે, તેનો વ્યુત્પત્તિ અર્થ–જગતની ઉત્પત્તિનાં કારણરૂપ–એટલોજ સંભવી શકે; પરંતુ ' ઉત્પત્તિનાં કારણ રૂપ ' એ ઉપરથી ' સ્થિતિ સંહારનાં કારણરૂપ ' એ અર્થનું પણ વાર્તિકકારે ' ઉપલક્ષણ કરેલું છે તે યુક્ત છે, કેમકે શ્રુતિસ્મૃતિમાં તે પ્રકારે બ્રહ્મનું લક્ષણ સ્થાપિત કરેલું છે.

તૈ. ઉ. ગત ભૃગુવલ્લી નામક ત્રીજા અધ્યાયના પ્રથમ અનુવાકમાં વરૂણે પોતાના પુત્ર ભૃગુને બ્રહ્મનું લક્ષણ આપતાં કહેલું છે કેઃ—

यतो वा इमानि भूतानि जायंते येन जातानि जीवंति
यत्प्रयंत्यभिसंविशंति । तद्विजिज्ञासस्व । तद्ब्रह्मेति ।

—આ સ્થાવર જંગમરૂપ ભૂતો જેનાથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થએલાં ભૂતો જેનાથી જીવે છે, અને લય પામતાં

જેને વિષે પ્રવેશ કરે છે, તેને જાણવાની ઇચ્છા કર; તે બ્રહ્મ છે.

तज्जलान्—એ છાંદોગ્યશ્રુતિ પણ ઉક્ત અર્થનું સંભાવન કરે છે.

तस्माज्जायत इति तज्जम् । तस्मिंल्लीयत इति तल्लम् । तस्मिन्ननितीति तदनम् । એ વ્યુત્પત્તિ અનુસાર, જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, લયનાં કારણરૂપ, એવું બ્રહ્મનું લક્ષણ સિદ્ધ છે.

તેમ જ जन्माद्यस्ययतः (બ્રહ્મસૂત્ર. અ. ૧. સૂ૦ ૨)–આ જગત્‌નાં જન્મ સ્થિતિ ભંગ જેથી છે તે બ્રહ્મ–એ સૂત્રમાં ઉક્ત પ્રકારેં પરમાત્માનું तटस्थलक्षण આપેલું છે.

सवितृ શબ્દનો પર્યાયરૂપ સૂર્ય શબ્દ, સાક્ષાત્ પરમાત્માનો વાચક છે, એ વૈદિક પ્રયોગથી પણ સિદ્ધ છેઃ—

सूर्य आत्मा जगतस्तस्थुषश्च–સ્થાવર જંગમરૂપ સચરાચર જગત્‌નો આત્મા સૂર્ય છે.

સૂર્યમંડલમાં ધ્યેયતત્ત્વનો तटस्थलक्षण દ્વારા ઉલ્લેખ કરી, वरेण्यम् અને भर्गः એ પદો વડે તેની પરમ[1] પ્રયોજનરૂપતા નિરૂપણ કરી બતાવતાં, તે ધ્યેયતત્ત્વનું स्वरुपलक्षण આપે છે, તથા તેની સચ્ચિદાનંદ[2]રૂપતા અર્થથી સાધે છે.

वरेण्यमाश्रणीयं च यो दधार त्विदं जगत् ।
भर्गःस्वसाक्षात्कारेण ह्यविद्याकार्यदाहकः ॥ २ ॥

अः–वरेण्यम्=આશ્રય કરવા યોગ્ય; (અર્થાત્ નિરતિશય આનંદરૂપ હોવાથી સર્વને સ્પૃહા કરવા યોગ્ય) તથા (અધિષ્ઠાનરૂપ હોવાથી, આ જગત્‌ને જેણે ધારણ કરેલું છે એવું.

भर्गः=તેજ સ્વરૂપ; અર્થાત્ પોતાના સાક્ષાત્કાર વડે નિશ્ચય પૂર્વક, અવિદ્યા તેમજ અવિદ્યાનાં કાર્યને દાહ કરનાર ॥૨॥

---

(૧) वरेण्यम् અને भर्गः એ પદો ક્રમથી, પરમાનંદની પ્રાપ્તિરૂપ અને અનર્થની આત્યંતિક નિવૃત્તિરૂપ પરમપ્રયોજનનાં સૂચક છે.

प्रयोजनमनुद्दिश्य न मंदोऽपि प्रवर्तते—પ્રયોજન વિના મંદ પુરુષની પણ પ્રવૃત્તિ ઘટતી નથી—એ ન્યાય અનુસાર, પ્રયોજન શબ્દ ઉપલક્ષિત અનુબંધ—ચતુષ્ટયનાં જ્ઞાન વિના જિજ્ઞાસુઓની શાસ્ત્રમાં પ્રવૃત્તિ થતી નથી; માટે અધિકારી, વિષય, સંબંધ, અને પ્રયોજન રૂપ ચાર અનુબંધોનો, આ ગ્રંથમાં પણ યથાયોગ્ય ઉલ્લેખ સમજી લેવો:—

धीमहि અને नः એ પદો અભેદભાવ યુક્ત ઉપાસક રૂપ અધિકારીનો નિર્દેશ કરે છે.

धियो यो नःप्रचोदयात् એ બુદ્ધિના પ્રેરક રૂપ પ્રત્યગાત્મ વાચક મંત્રભાગ, તથા तत्सवितुः આદિ પરમાત્મવાચક મંત્રભાગ, તેમજ धीमहि એ અભેદધ્યાન—વિધાયક મંત્ર વર્ણ ઉપરથી, વાર્ત્તિકમાં સ્પષ્ટાક્ષરમાં દર્શાવેલ अहं स एवेति એ જીવાત્મા તથા પરમાત્માના અભેદને પ્રતિપાદન કરનાર પંક્તિ—વિષયનું નિરૂપણ કરી બતાવે છે.

धियः અને प्रचोदयात् એ પદો પ્રયોજ્ય પ્રયોજકરૂપ સંબંધ દર્શાવે છે.

वरेण्यम् પદ ઉપરથી સૂચવાતાં પરમાનંદરૂપ અર્થ, અને भर्गः પદ ઉપરથી સૂચવાતા અનર્થની આત્યંતિક નિવૃત્તિરૂપ અર્થનાં કારણ રૂપ એવી અભેદસિદ્ધિને સ્પષ્ટાક્ષરમાં

પ્રતિપાદન કરનાર એવું तेनैवाभेदसिद्धये એ વાર્તિકવચન, પ્રયોજનનું વિધાન કરે છે.

(૨) બોધની સુલભતા માટે શાસ્ત્રકારોએ નિરંશ, એકરસ, ચેતનસ્વરૂપના આધાર અને અધિષ્ઠાન એ રૂપે અંશો કલ્પેલા છે. આધારઅંશ, ભ્રાંતિનો સાધક છે; અધિષ્ઠાનઅંશ, ભ્રાંતિનો બાધક છે. अयं सर्पः–આ સર્પ છે–એ પ્રકારે જ્યાં રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં, इदं (આ) અંશ, રજ્જુને વિષય કરનારો છે, કેમકે સર્પ રૂપ ભ્રમ નિવૃત્ત થયા પછી પણ इयं रज्जुः–આ દોરડી છે–એ પ્રકારે इदं (આ) અંશ, જેમનો તેમ અબાધિત રૂપે વિદ્યમાન છે; પરંતુ તે સર્પ રૂપ ભ્રાંતિને કલ્પાવવાનાં કારણ રૂપ હોવાથી, તેને આધાર કહેવામાં આવે છે; અને રજ્જુ-દોરડી–રૂપ અંશ, સર્પ રૂપ ભ્રાંતિના નિવૃત્તિકાળમાં આવિર્ભૂત થાય છે, તેને અધિષ્ઠાન કહેવામાં આવે છે. તેમજ સિદ્ધાંતમાં सत् चित् અને आनंद, એ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે; તેમાં सत् અંશ, જગત રૂપ ભ્રાંતિને કલ્પાવનારો હોવાથી, તે આધાર રૂપ છે; અને चित् અને आनंद અંશ, જગત્ રૂપ ભ્રાંતિના નિવૃત્તિકાળમાં આવિર્ભૂત થાય છે, માટે તે અધિષ્ઠાન રૂપ છે.

ફલિત અર્થરૂપે બીજા વાર્તિકમાં આધાર અને અધિષ્ઠાનરૂપ અંશોની સુલભતા, પરમાત્માનાં સચ્ચિદાનંદરૂપ સ્વરૂપ–લક્ષણનો સાક્ષાત્કાર કરાવે છેઃ–

यो दधार त्विदं जगत्–એ પાદ सत् રૂપ આધાર અંશને પ્રતિબિંબિત કરનાર હોવાથી, પરમાત્માની સત્રૂપતા ફલિત કરે છે.

भर्गः स्वसाक्षात्कारेण ह्यविद्याकार्यदाहकः—એ શ્લોકનો ઉત્તરાર્ધ, चित्‌રૂપ અધિષ્ઠાન અંશને પ્રકટ કરે છે. અને वरेण्यम् એ પદ આનંદરૂપ અધિષ્ઠાન અંશને બોધે છે.

આ પ્રકારેં પરમાત્માની સચ્ચિદાનંદરૂપતાનું ભાન કરાવતાં, જગત્‌નું મિથ્યાત્વ પણ અર્થથી સૂચવેલું છે; કેમકે यो दधार त्विदं जगत् એ વાર્ત્તિક ભાગ, જગત્‌નાં અધિકરણ–આશ્રય–રૂપેં પરમાત્માને બતાવે છે; અને अविद्याकार्यदाहकः–એ વાર્ત્તિકભાગ, જગત્‌ના અભાવનાં અધિકરણ–આશ્રય–રૂપેં તેજ પરમાત્માને બતાવે છે. આ રીતેં જગત્‌નો અભાવ, અને તે જગત્‌ના અભાવના પ્રતિયોગી–વિરોધી–રૂપ જગત્ પોતેં–એ બેયની કલ્પના એક અધિકરણરૂપ પરમાત્મામાં ઠરે છે. વસ્તુનાં મિથ્યાત્વ વિના, અભાવ અને તે અભાવના પ્રતિયોગીરૂપ વસ્તુ, એક અધિકરણમાં સંભવી શકે નહિ; એ અર્થ રજ્જુસર્પાદિનાં દૃષ્ટાંતથી સિદ્ધ છે.

જયારે જગત્ અને તેનો અભાવ, એક આશ્રયમાં કલ્પાયેલ છે, ત્યારે જગત્‌નું મિથ્યાપણું પણ સિદ્ધ થાય છે.

चित्सुखीમાં પ્રકાશાત્મશ્રીચરણેં એ જ અર્થ અનુસાર મિથ્યાત્વનું લક્ષણ આપેલું છેઃ—

> सर्वेषामपि भावानां स्वाश्रयत्वेन संमते ।
> प्रतियोगित्वमत्यंताभावं प्रति मृषात्मता ॥

અઃ—સર્વ વસ્તુના આશ્રય રૂપેં મનાયલ જે અધિકરણ છે તેમાં, વસ્તુનું પોતાના અત્યંતાભાવ સાથે પ્રતિયોગીરૂપેં વર્તવું, એ મિથ્યાત્વનું લક્ષણ છે.

(३) अविद्याकार्यदाहकः—અવિદ્યા તેમ જ અવિદ્યાનાં કાર્યને દાહ કરનાર—એવો અર્થ अजहल्लक्षणाथी કરેલો છે. જેમ काकेभ्यो दधि रक्ष्यताम्—કાગડાથી દહીંની રક્ષા કરજો—એ વાક્યમાં, काक શબ્દવડે કેવળ કાગડારૂપ પક્ષિવિશેષનું ગ્રહણ કરાતું નથી, પરંતુ દધિઉપઘાતક પ્રાણિમાત્ર—દહીંને બગાડનાર પ્રાણિમાત્રનું, काक એ પદવડે अजहल्लक्षणाथी ગ્રહણ કરાય છે; તેમ અહીં પણ વક્તાનાં તાત્પર્ય અનુસાર, ' अविद्याकार्य—જગત્—નો દાહ કરનાર ' એટલો જ વિવક્ષિત અર્થ ન હોવાથી, ' अविद्या તેમ જ अविद्यानां કાર્ય ( રૂપ જગત્ )ને દાહ કરનાર, ' એવો અર્થ સમીચીન છે.

ટિપ્પણ[2]માં દર્શાવ્યા મુજબ, અવિદ્યા તેમ જ અવિદ્યાનાં કાર્યનું મિથ્યાત્વ હોવાથી, પારમાર્થિક દૃષ્ટિથી આત્મારૂપ અધિષ્ઠાનમાં તેની નિત્ય નિવૃત્તિ જ છે; ' તે નિત્યનિવૃત્ત વસ્તુની નિવૃત્તિ, એવો અર્થ અહીં અપેક્ષિત છે.

વેદાંતસિદ્ધાંત—મુક્તાવલિકારે આ અર્થને દૃષ્ટાંતસહિત દૃઢાવેલો છે.

नित्यबोधपरिपीडितं जगद्
विभ्रमं नुदति वाक्यजा मतिः ।
वासुदेवनिहितं धनंजयो
हंति कौरवं कुलं यथा पुनः ॥

અઃ—જેમ કૃષ્ણ પરમાત્માએ ( પ્રથમથી જ ) હણી નાંખેલ કૌરવનાં કુલને, ફરી ધનંજય—અર્જુન—હણે છે, તેમ

નિત્યબોધરૂપ અધિષ્ઠાન આત્માવડે ( પ્રથમથી જ ) બાધિત થયલ જગત્રૂપ ભ્રાંતિને, મહાવાક્યથી ઉત્પન્ન થયલ ' अहं ब्रह्मास्मि—હું બ્રહ્મ છું '—એવી ( અધિષ્ઠાનના સાક્ષાત્કારરૂપ ) વૃત્તિ હણી નાંખે છે.

આ નિત્યનિવૃત્ત વસ્તુની નિવૃત્તિને શાસ્ત્રમાં બાધ એ સંજ્ઞા અપાયલી છે, જેનું લક્ષણ વેદાંતસિદ્ધાંત—મુક્તાવલિકારે એવું આપેલું છે કેઃ-

साक्षात्कृते त्वधिष्ठाने समनंतर निश्चितिः ।
अध्यस्यमानं नास्तीति बाध इत्युच्यते बुधैः ॥

અઃ—અધિષ્ઠાનનો સાક્ષાત્કાર થયા પછી, આરોપિત જગત્ ( ત્રણ કાળમાં ) છે જ નહીં એ પ્રકારનો નિશ્ચય થવો, તેને વિદ્વાનો બાધ એ શબ્દથી કહે છે. નિત્ય-નિવૃત્ત એવાં, અવિદ્યા તેમ જ અવિદ્યાનાં કાર્યરૂપ જગત્‌ની નિવૃત્તિ અર્થાત્ તેનો બાધ, એ આત્મસાક્ષાત્કારરૂપ અપરોક્ષ બ્રહ્મવિજ્ઞાનનું ફળ છે, એવા અભિપ્રાયથી શ્રી વિદ્યારણ્યમુનિએ પંચદશીનાં પ્રત્યક્તત્ત્વ વિવેક નામનાં પ્રથમ પ્રકરણના શ્લોક ૬૪માં કહેલું છેઃ—

अपरोक्षात्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
संसारकारणाज्ञानतमसश्चण्डभास्करः ॥

અઃ—તત્ત્વદર્શી આચાર્યના ઉપદેશથી પ્રાપ્ત થએલ મહાવાક્યરૂપ શબ્દપ્રમાણજનિત, અપરોક્ષ, આત્માનું વિજ્ઞાન–અસંભાવના વિપરીત ભાવનાથી રહિત સાક્ષા-

ત્કાર–તે, સંસારનાં કારણરૂપ અજ્ઞાન–અવિદ્યારૂપી અંધકારને ( બાળી ભસ્મ કરવામાં ) પ્રચંડ સૂર્યરૂપ છે.

तटस्थ અને स्वरूप लक्षणवડે સિદ્ધ એવાં તે ધ્યેયતત્ત્વની, देवस्य એ પદ સાથે સંગતિ કરી બતાવે છે, તથા धीमहि એ પદદ્વારા સપ્રયોજન अहंग्रहं ઉપાસનનું વિધાન કરે છે.

देवस्य ज्ञानरूपस्य स्वानंदात्क्रीडतोऽपि वा ।
धीमह्यहं स एवेति तेनैवाभेदसिद्धये ॥ ३ ॥

અ:–देवस्य[2]=જ્ઞાનસ્વરૂપનું; વા નિજાનંદવડે પોતાનાં સ્વરૂપમાં રમણ કરનારનું.

धीमहि=ધ્યાન કરીએ છીએ; અર્થાત્ એવાં તત્ત્વની સાથે અભેદસિદ્ધિને માટે 'તે રૂપ જ હું છું' એ પ્રકારે અમે ધ્યાન કરીએ છીએ.[3] ॥૩॥

---

(૧) ઉપાસન બે પ્રકારનું છેઃ–(૨) પ્રતીક ઉપાસન; અને (૨) અહંગ્રહ ઉપાસન.

आश्रयांतरप्रत्ययस्याश्रयांतरे प्रक्षेपः प्रतीकः–

અન્ય આશ્રય–આલંબન–ને વિષય કરનાર પ્રત્યય–જ્ઞાન-નો, બીજા આશ્રયમાં પ્રક્ષેપ–આરોપ–કરવો, તે प्रतीक શબ્દનો અર્થ છે. ઉક્તવ્યાખ્યા અનુસાર, શાલીગ્રામઆદિમાં વિષ્ણુ-આદિ બુદ્ધિથી ઉપાસન કરાય ત્યાં, વિષ્ણુબુદ્ધિનો શાલી-ગ્રામમાં આરોપ થાય છે. તેથી શાલીગ્રામ, પ્રતીક છે. प्रतीक–મૂર્તિ આદિ આલંબનદ્વારા જે ઉપાસન કરાય, તેને પ્રતીક ઉપાસન કહેવામાં આવે છે; જેમકે શાલીગ્રામઆદિમાં વિષ્ણુઆદિબુદ્ધિથી ઉપાસન. અને અભેદભાવયુક્ત ઉપાસનને

અહંગ્રહઉપાસન કહેવામાં આવે છે; જેમકે धीमह्यहं स ऐवेति–ધ્યેયવસ્તુરૂપ જ હું છું એ પ્રકારે અમે ધ્યાન કરીએં છીએં–ઇત્યાદિ અહંગ્રહઉપાસન છે.

(૨) देवस्य–એ પદને અંતે છઠ્ઠીવિભક્તિ, તાદાત્મ્યરૂપ અર્થમાં હોવાથી ઉપચાર–કથનમાત્ર છે.

देवस्य=ज्ञानरूपस्य ( સાક્ષિચૈતન્યરૂપ )–એ અર્થ ઉપરથી શ્વેતાશ્વતરશ્રુતિ પ્રતિપાદિત, દેવનાં સમગ્ર લક્ષણોનો સંગ્રહ કરી લેવોઃ—

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥

अः–દેવ એક છે, સર્વ ભૂતોમાં ગૂઢ રહેલો છે, સર્વવ્યાપક છે, સર્વ ભૂતોનો અન્તરાત્મા છે; કર્મોનો નિયામક છે, સર્વ ભૂતોનાં નિવાસસ્થાનરૂપ છે, સાક્ષીરૂપ, જ્ઞાનસ્વરૂપ, ઉદાસીન, તથા નિર્ગુણ છે.

અહીં દેવ શબ્દ, જ્ઞાનરૂપ, આત્માને વિષય કરે છે, જે અર્થ ગુરૂશિષ્યના સંવાદરૂપ નીચેના શ્લોકનાં તાત્પર્યથી નિર્ણીત થાય છેઃ—

को देवो यो मनः साक्षी मनो मे दृश्यते मया ।
तर्हि देवस्त्वमेवासि ह्येको देव इति श्रुतेः ॥

अः–શિષ્ય–को देवः–દેવ કોણ છે.

ગુરૂઃ–यो मनःसाक्षी––જે મનનો સાક્ષી છે તે.

શિષ્યઃ–मनो मे दृश्यते मया–મારા મનનો પ્રકાશ તો મારાથી થાય છે.

ગુરૂ—तर्हि देवस्त्वमेवासि—ત્યારે તું પોતે જ દેવ છો;

કેમકે एको देव इति श्रुतेः—દેવ એક છે એ ઉપર કહેલ શ્વેતાશ્વતરશ્રુતિથી સિદ્ધ છે.

(૩) तं यथायथोपासते तदेव भवति—જે જે રૂપે પરમાત્માનું ધ્યાન કરે તે તે રૂપ જ તે ઉપાસક થાય છે—એ બૃહદારણ્યકશ્રુતિનિર્ણીત અર્થ છે. અહંગ્રહ ઉપાસનાનું ફલ બ્રહ્મભાવ છે, એ અર્થનું પંચદશીનાં ધ્યાનદીપપ્રકરણના શ્લોક ૫૫ માં શ્રીવિદ્યારણ્યમુનિએ સયુક્તિક પ્રતિપાદન કરેલું છે:—

अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिंत्यताम् ।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः ॥

અ:—અનુભવનો ભલે અભાવ હોય તો પણ 'હું બ્રહ્મ છું' એ પ્રકારેં જ ધ્યાન કરવું; કેમકે (કીટભ્રમરનાં દૃષ્ટાંતની પેઠે) ધ્યાનનાં માહાત્મ્યથી, જે વસ્તુ જે રૂપ નથી તે રૂપ તે વસ્તુ થાય છે, તો નિત્યપ્રાપ્ત એવાં બ્રહ્મરૂપને ધ્યાનવડે ઉપાસક પામે, તેમાં કહેવું જ શું?

આ અહંગ્રહઉપાસના રૂપ ધ્યાન, ધ્યેયરૂપતાને પ્રાપ્ત કરાવનારૂં છે એ અર્થ ધનુર્વિદ્યાનાં રૂપકદ્વારા દ્વિતીયમુંડક ખંડ ૨ મંત્ર ૩૬ માં સંગૃહીત કરેલો છે:—

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्मलक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥

અ:-પ્રણવ—ૐકાર—રૂપ ધનુષ્ય છે; આત્મારૂપ બાણ છે; તત્પદાર્થ બ્રહ્મરૂપ લક્ષ્ય—નિશાન છે; પ્રમાદ રહિત થઇને તે લક્ષ્ય વિંધવું યોગ્ય છે; (કેમકે તેમ

થવાથી ) જેમ બાણ લક્ષ્યને વેધ કરી તદાકાર થાય છે, તેમ ( ઉપાસક ) તન્મય-બ્રહ્મરૂપ-થાય છે.

પ્રકૃત વાર્તિકમાં तेनैवाभेदसिद्धये-તેની સાથે અભેદસિદ્ધિને માટે-એમ કહેલું છે, તેનું તાત્પર્ય, 'અપ્રાપ્તવસ્તુની પ્રાપ્તિ રૂપફલ' બતાવવામાં નથી, પરંતુ 'નિત્યપ્રાપ્તની પ્રાપ્તિરૂપ ફલ' બતાવવામાં છે. આ અભિપ્રાય ભગવત્ પૂજ્ય-પાદે आत्मबोधમાં સ્પષ્ટ કરેલો છેઃ—

आत्मा तु सततं प्राप्तो ह्यप्राप्तवदविद्यया ।
तन्नाशे प्राप्तवद् भाति स्वकंठाभरणं यथा ॥

અઃ-જેમ પોતાના કંઠમાં રહેલો દાગીનો નિત્યપ્રાપ્ત છતાં, ભ્રાંતિથી કેમ જાણે અપ્રાપ્ત હોય નહીં અને ભ્રાંતિ નિવૃત્ત થયે કેમ જાણે પુનઃ પ્રાપ્ત થયો હોય એમ ભાસે છે, તેમ આત્મા તો નિત્યપ્રાપ્ત જ છે, (છતાં) અવિદ્યાવડે કેમ જાણે અપ્રાપ્ત હોય નહિ એમ ભાસે છે, અને તે અવિદ્યાનો નાશ થયે, કેમ જાણે પ્રાપ્ત થયો હોય એમ ભાસે છે.

અહંગ્રહઉપાસનનું અસાધારણ કારણ અંતઃકરણની આત્મગોચર વૃત્તિ છે, તેના પ્રેરકરૂપે ધ્યેય વસ્તુનું બે શ્લોક વડે વિવેચન કરી બતાવે છે; તેમાં પ્રથમ શ્લોકમાં धियः અને यः એ પદોને સ્ફુટ કરી બતાવે છેઃ—

धियोऽतःकरणवृत्तिं प्रत्यक्प्रवणचारिणीम् ।
यइत्यलिंगधर्मं यत् सत्यज्ञानादिलक्षणम् ॥ ४ ॥

અઃ— ધિયઃ[1]–પ્રત્યગાત્મા[2] વિષે તદાકાર થઇને વિચરવાવાળી અંતઃકરણની વૃત્તિને.

યઃ —જે; અર્થાત્ લિંગરહિત[3] ધર્મવાન્, સત્ય જ્ઞાન[4] આદિ લક્ષણલક્ષિત પરમાત્મવસ્તુ ॥ ૮ ॥

---

(૧) ધિયઃ-એ પદને અંતે છઠ્ઠી વિભક્તિ છે, તે બીજી વિભક્તિના અર્થમાં છે,

મનરૂપ અંતઃકરણના પરિણામોનું દિગ્દર્શન બૃહદારણ્યક શ્રુતિમાં કરેલું છેઃ–कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृति र्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव–કામ, ઈચ્છા, સંકલ્પ, વિચિકિત્સા-સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, હ્રી–શરમ, જ્ઞાન, ભય–એ સર્વ મનનાં સ્વરૂપો જ છે; મન અને બુદ્ધિનાં સ્વરૂપોમાં અવાંતર ભેદ રહેલો છેઃ—

मनोविमर्शरूपं स्याद् बुद्धिः स्यान्निश्चयात्मिका ।

(પંચદશી પ્ર. ૧ શ્લો. ૨૦)–અંતઃકરણનાં વિમર્શરૂપ–અનિશ્ચયાત્મક–પરિણામને મનઃ કહેવામાં આવે છે; અને તેનાં નિશ્ચયાત્મક પરિણામને बुद्धिः કહેવામાં આવે છે.

મનનાં અનિશ્ચયાત્મક સ્વરૂપનું સ્પષ્ટીકરણ યોગવાસિષ્ઠમાં કરેલું છેઃ—

असम्यग्दर्शनं यस्मादनात्मन्यात्मभावना ।
यदवस्तुनि वस्तुत्वं तन्मनो विद्धि राघव ॥

અઃ —હે રામચંદ્ર ! જેનાથી અયથાર્થ દર્શન થાય છે, અનાત્મામાં આત્મભાવના થાય છે, અને અવસ્તુમાં વસ્તુબુદ્ધિ થાય છે, તે મન (નું સ્વરૂપ) છે એમ જાણો.

આ ઉપરથી મનનું નિશ્ચયાત્મક પરિણામ એવું ફલિત કરી શકાય કેઃ–જેનાથી યથાર્થ દર્શન થાય છે, આત્મામાં આત્મભાવના થાય છે, અને વસ્તુમાં વસ્તુબુદ્ધિ થાય છે તે બુદ્ધિનું (સ્વરૂપ) છે.

શરીરરૂપ રાજ્યમાં બુદ્ધિ એ પટરાણી અને અહંકાર એ તેનો મંત્રી છે. તે અહંકાર રૂપ મંત્રી મલિન હોય તો, પરમપ્રેમનાં સ્થાનરૂપ એવા આત્મારૂપ રાજાથી વિમુખ રહેવા સદા બુદ્ધિરૂપ પટરાણીના કાન ભંભેરે છે.

अहँकारो धियं ब्रूते मा सुप्तं प्रतिबोधय ।
उत्थिते परमानंदे न त्वं नाहं न वै जगत् ॥

અઃ— (મલિન) અહંકાર બુદ્ધિને કહે છે–( આ પરમાનંદ રૂપ આત્મા ) સૂતેલો છે તેને ( ભૂલેચૂકે પણ ) જગાડતી નહીં ( હો ! ) કેમકે જો પરમાનંદ જાગ્રત થયો તો તારૂં અસ્તિત્વ નહીં રહે; મારૂ (પણ)નામ નિશાન નહીં રહે; તેમ જગત ( આખાં)નો ઘાણુવાળી જશે.

આ મલિન અહંકારના પાસરહિત બુદ્ધિ, આત્મદર્શનનાં સાધનરૂપ છે. ધ્યાન અથવા ઉપાસનમાં તૈલધારાવત્ નિરવચ્છિન્ન ચિત્તપ્રવાહની અપેક્ષા હોવાથી સૂક્ષ્મ અને એકાગ્ર એવી અંતઃકરણની આત્મગોચર વૃત્તિ અહીં धियः એ પદ વડે વિવક્ષિત છે.

दृश्यते त्वग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः—

સૂક્ષ્મદર્શી અધિકારીઓથી, એકાગ્ર અને સૂક્ષ્મ બુદ્ધિ વડે, આત્મા અનુભવાય છે–એ કઠશ્રુતિ સ્વમુખે બુદ્ધિનાં

એકાગ્ર અને સૂક્ષ્મ એ વિશેષણોની આવશ્યકતા દર્શાવે છે; અને તે સાર્થક છે કેમકેઃ-જેમ મણિપરીક્ષક (ઝવેરી) રાત્રિના સમયમાં મણિની પરીક્ષા કરે, ત્યારે તેને સહકારી સાધનરૂપેં દીપકની અપેક્ષા છે; તે દીપક જો હાલકડોલક થતો હોય તો, મણિની યથાર્થ પરીક્ષા થઇ શકે નહિ; માટે તેને જેમ દીપકની નિશ્ચળ સેડબંધ શિખાની આવશ્યકતા છે તેમ અવિદ્યારૂપ રાત્રિમાં આત્મારૂપ મણિની પરીક્ષા કરનાર મુમુક્ષુ ઝવેરીને, દીપકની સેડબંધ શિખાસ્થાને બુદ્ધિની નિશ્ચલવૃત્તિની આવશ્યકતા છે; એવા આશયથી अग्रया-એકાગ્ર-એ વિશેષણ શ્રુતિભગવતીએં યોજેલું છે. વળી જેમ મૂઠીમાં સમાઇ જાય એવા બારીક મલમલના તાકાનાં વસ્ત્રને શીવવામાં, કોદાળી એ સાધનરૂપ નથી, પરંતુ સૂક્ષ્મ એવી સોઇ સહકારી સાધનરૂપેં આવશ્યક છે; તેમ મલમલના બારીક વસ્ત્રસ્થાને अणोरणीयान्-સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ-એ કઠશ્રુતિસિદ્ધ આત્માનું જ્ઞાનધ્યાન પ્રાપ્ત કરવામાં, કોદાળીસ્થાને અંતઃકરણની સ્થૂલવૃત્તિ નિરર્થક છે, પરંતુ સોઇ જેવી સૂક્ષ્મવૃત્તિની અપેક્ષા છે; એ તાત્પર્યથી શ્રુતિમાં सूक्ष्मया-સૂક્ષ્મ એવી-એ બુદ્ધિનું વિશેષણ ઉચિત છે.

ઉક્તઅભિપ્રાયથી શાસ્ત્રકારોએં કહેલું છેઃ—

ज्ञस्याचित्तमचित्तस्याज्ज्ञच्चित्तं सत्त्वमुच्यते-જ્ઞાનીનું ચિત્ત, અચિત્ત-ચિત્તના સ્વભાવ રહિત-થાય છે; અને જ્ઞાનીનાં ચિત્તને સત્ત્વ કહેવામાં આવે છે. (અર્થાત્ રજોગુણ તમોગુણ રહિત કેવળ સત્ત્વગુણરૂપેં અવશેષ રહે છે). રજોગુણ તેમજ તમોગુણનાં પ્રાધાન્યથી ચિત્ત સ્થૂલ બને છે.

વસિષ્ઠગુરૂએ કહેલું છે કેઃ—

अनात्मन्यात्मभावेन देहभावनया तथा ।
पुत्रदारैः कुटुंबैश्च चेतो गच्छति पीनताम् ॥
अहंकारविकारेण ममतामललीलया ।
इदंममेतिभावेन चेतो गच्छति पीनताम् ॥
आधिव्याधिविलासेन समाश्वासेन संसृतौ ।
हेयाहेयविभागेन चेतो गच्छति पीनताम् ॥
स्नेहेन धनलोभेन लाभेन मणियोषिताम् ।
आपातरमणीयेन चेतो गच्छति पीनताम् ॥
दुराशाक्षीरपानेन भोगानिलबलेन च ।
आस्थादानेन चारेण चित्ताहि याति पीनताम् ॥

અઃ—અનાત્મામાં આત્મબુદ્ધિ કરવા વડે, દેહની ભાવના (આરૂઢ રાખવા) વડે, તથા પુત્ર, સ્ત્રી, કુટુંબના સંબંધ વડે, ચિત્ત સ્થૂલતાને પામે છે. અહંકારરૂપ વિકારવડે, મમતારૂપ મલના વિલાસ વડે, આ મારૂં છે એ ભાવના વડે, ચિત્ત સ્થૂલતાને પામે છે. આધિ અને વ્યાધિના વિલાસવડે, સંસારમાં પ્રાણુધારણુ કરવા વડે, ત્યાજ્ય અને ગ્રાહ્યના વિભાગ વડે, ચિત્ત સ્થૂલતાને પામે છે. ઉપરચોટી દૃષ્ટિથી રમણિક લાગતા સ્નેહવડે, ધનના લોભ વડે, મણિ અને સ્ત્રીઓના લાભ વડે, ચિત્ત સ્થૂલતાને પામે છે.

દુષ્ટ આશાઓ રૂપ દૂધનાં પાન વડે, વિષયભોગ રૂપ

પવનથી પ્રાપ્ત બલવડે, પ્રપંચમાં સત્યબુદ્ધિના અંગિકાર કરવા રૂપ સંચાર (ગમન ગમન રૂપ ક્રિયા) વડે, ચિત્ત રૂપ સર્પ સ્થૂલતાને પામે છે. અજ્ઞાનીની રજોગુણ તમોગુણનાં પ્રાધાન્યયુક્ત બુદ્ધિ, સ્થૂલ ચિત્તરૂપ છે; જ્યારે જ્ઞાનીની રજોગુણ તમોગુણથી રહિત બુદ્ધિ, કેવળ સત્ત્વરૂપ છે;

જેમ લોખંડની તેજુરીમાં રહેલ રત્નનું દર્શન થતું નથી, પરંતુ પારદર્શક કાચની પેટીમાં રહેલ રત્નનું આવરણ રહિતપણે દર્શન થાય છે; તેમ લોખંડની તેજુરીસ્થાને રજોગુણતમોગુણથી દૂષિત સ્થૂલબુદ્ધિમાં રહેલ આત્મારૂપ રત્નનું દર્શન થતું નથી; પરંતુ પારદર્શક કાચની પેટી સ્થાને કેવળ સત્ત્વમયબુદ્ધિમાં આત્મારૂપ રત્નનું નિરાવરણ-પણે દર્શન થાય છે.

નિચોલાર્થરૂપે સૂક્ષ્મ, એકાગ્ર, અને આવરણરહિત કેવળ સત્ત્વમય બુદ્ધિ—એવો धियः પદનો ભાવાર્થ, વાર્તિકકાર ને ઇષ્ટ છે.

(૨) प्रतिशरीरं अंचति गच्छति इति प्रत्यक्-શરીર, શરીરમાં અનુસ્યૂત રહેલો એવો—આત્મા, તેને प्रत्यगात्मा કહેવામ આવે છે.

(૩) જનકની સભામાં પ્રશ્નપરંપરામાં ગર્ગની કન્યા વાચક્નવીએ યાજ્ઞવલ્કયને પ્રશ્ન કર્યો કે:—कास्मिन्नु आकाश ओतश्चप्रोतश्चेति (બૃ. અ૦ ૩ બ્રા૦ ૮ મં૦ ૭)—આકાશ કોને વિશે ઓતપ્રોત—પરોવાયલ—છે ? એ પ્રશ્નના ઉત્તરમાં યાજ્ઞ-વલ્કયે લિંગરહિત ધર્મવાન્ વસ્તુતત્ત્વનો ઉપન્યાસ કરેલો છે:—

सहोवाचैतद्वै तदक्षरं ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोवाय्वनाकाशमसंगमस्पर्शमगंधमरसमचक्षुष्कमश्रोत्रमवागमनोतेजस्कमप्राणममुखमनामगोत्रमजरममरमभयम-मृतमरजमशब्दमविवृत्तमसंवृत्तमपूर्वमनपरमनंतरमबाह्यं न तदश्नाति कंचन न तदश्नाति कश्चन ॥

(બૃ० અ० ૩ બ્રા० ૮ મં० ૮)-તે યાજ્ઞવલ્કયે કહ્યું–હે ગાર્ગિ ? જે વિષે તેં પ્રશ્ન કર્યો તેને બ્રહ્મવિત્ પુરૂષો અક્ષરરૂપે કહે છે. તે સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી, લાલ આદિ વર્ણથી રહિત છે, સ્નેહ-ચિકાશ–થી રહિત છે, અમૂર્ત્ત છે, તમ-અજ્ઞાનથી–રહિત છે, વાયુથી ભિન્ન છે, આકાશથી ભિન્ન છે, અસંગ છે, સ્પર્શથી રહિત છે, ગંધથી રહિત છે, રસથી રહિત છે, ચક્ષુથી રહિત છે, શ્રોત્રથી રહિત છે, વાણીથી રહિત છે, મનથી રહિત છે, તેજ રૂપ નથી, પ્રાણથી રહિત છે, મુખથી રહિત છે, નામ અને ગોત્રથી રહિત છે, અજર છે, અમર છે, ભયથી રહિત છે, અમૃત–નિત્યમુક્ત–છે, ગુણથી રહિત છે, શબ્દથી અગોચર છે, વિકારરહિત છે, ઉપાધિથી રહિત છે, જેનાથી કોઇ પૂર્વે નથી, જેનાથી કોઈ પછી નથી, જે અંતર નથી, બહાર નથી; તે કોઇને ગ્રહણ કરતું નથી, તથા કોઇ તેને ગ્રહણ કરી શકતું નથી.

કઠવલ્લી ઉપનિષદમાં આ લિંગરહિત ધર્મવાન્ તત્વનું સ્વરૂપ જાણવાને નચિકેતાએ યમરાજાને એવી પ્રાર્થના કરી કે:—

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥

(અ. ૧ વલ્લી ૨ મંત્ર ૧૪)

અઃ—ધર્મથી અન્ય તેમ અધર્મથી (પણ) અન્ય, કાર્યથી અન્ય તેમ કારણથી (પણ) અન્ય, ભૂતકાળ ભવિષ્યકાળ (તેમ વર્તમાનકાળ)થી અન્ય, એવું જે (તત્ત્વ) તમે જાણો છો તેનું (ત્રીજા વરદાનરૂપે) કથન કરો.

આ ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપતાં યમરાજાએ લિંગ રહિત ધર્મવાન્ તત્ત્વનું સફલ વિવેચન કરેલું છેઃ—

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगंधवच्चयत् ।
अनाद्यनंतं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥

(અ. ૧ વલ્લી ૩ મંત્ર ૧૫)

અઃ—જે (તત્ત્વ) શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, વિકારરહિત, રસરહિત, નિત્ય, ગંધરહિત, આદિરહિત, અંતરહિત, મહતતત્ત્વથી વિલક્ષણ અવિચલ છે, તેને (પોતારૂપે) જાણીને મૃત્યુનાં મુખથી મુક્ત થાય છે.

(૪) सत्यंज्ञानमनंतं ब्रह्म—સત્યરૂપ, જ્ઞાનરૂપ, અને અનંતરૂપ બ્રહ્મ છે—એ તૈત્તિરીયશ્રુતિઉક્ત બ્રહ્મનું સ્વરૂપલક્ષણ છે.

અહીં आलिंगधर्मम् અને सत्यज्ञानादिलक्षणम् એ પરસ્પર વિરોધી ધર્મોનો એકત્ર સમુચ્ચય—સહચાર—એ વ્યાઘાત દોષરૂપ છે, એ શંકાને સિદ્ધાંતમાં અવકાશ નથી; કેમકે નિષેધ મુખથી अलिंगधर्मम् અને વિધિમુખથી सत्यज्ञानादिलक्षणम् એ પ્રકારે વ્યવસ્થા કરવાથી, તે પરસ્પર વિરોધી ધર્મોનો સમન્વય—એકવાક્યતા—ઘટી શકે છે.

ગાયત્રીમંત્રનાં પ્રસંગપ્રાપ્ત નઃ અને प्रचोदयात् એ અવશિષ્ટ પદોનું સ્પષ્ટીકરણ કરતાં, બુદ્ધિ તેમ જ બુદ્ધિ ઉપલક્ષિત પ્રપંચમાત્રના પ્રેરક રૂપ આત્માના વાસ્તવ નિર્વિકાર, કર્તૃત્વભોકતૃત્વરહિત સ્વભાવને પ્રકાશિત કરે છે.

नोऽस्माकं बहुधाभ्यस्तं भेदभिन्नदृशातथा ।
प्रचोदयात् प्रेरयतु प्रार्थने लिङ् विशिष्यते ॥ ५ ॥

અઃ–નઃ–અમારી (બુદ્ધિને); તેમ જ ઉપાધિના[1] ભેદથી ભિન્ન એવી દૃષ્ટિવડે બહુ પ્રકારથી અનુભવગોચર થઇ રહેલ બુદ્ધિના વિષય રૂપ જગત્‌ને.

प्रचोदयात्[2]–પ્રેરે; અહીં પ્રાર્થનારૂપ વિશેષ અર્થમાં લિઙ્ લકારનો પ્રયોગ છે.

---

(૧) દેહ, ઇન્દ્રિય, આદિ સંઘાતરૂપ ઉપાધિ.

(૨) प्रचोदयात्–એ પદ બુદ્ધિ આદિનાં પ્રેરકરૂપે આત્મામાં કર્તૃત્વનો આરોપ કરે છે કેમકેઃ—

कुर्यात् क्रियते कर्तव्यं भवेत् स्यादिति पंचमम् ।
एतत्स्यात् सर्ववेदेषु नियतं विधिलक्षणम् ॥

અઃ–कुर्यात्, क्रियेत, कर्तव्यम्, भवेत्, स्यात्–એ પાંચ પ્રયોગો, નિરંતર સર્વવેદોમાં વિધિનાં લક્ષણરૂપ છે.

અહીં प्रचोदयात् પણ તેવો જ પ્રયોગ હોવાથી, તે વિધિવાચક છે. વિધિવાચક પદ પ્રવૃત્તિજનક હોવાથી, આત્મામાં કર્તૃત્વનું આરોપણ કરે છે; પરંતુ તે સંબંધમાં શાસ્ત્રોક્ત નિર્ણય નીચેની કારિકાથી સિદ્ધ છેઃ—

कर्तृत्वं वास्तवं किंवा कल्पितं वास्तवं भवेत् ।
यजेतेत्यादिशास्त्रेण सिद्धस्याबाधितत्वतः ॥
असंगोहीति तद्बाधात् स्फटिके रक्ततेव तत् ।
अध्यस्तं धीचक्षुरादिकरणोपाधिसंनिधेः ॥

અ:—આત્મામાં કર્તૃત્વ—કર્તાપણું—વાસ્તવ હોવું જોઈએ ? કે કલ્પિત હોવું જોઇએ ?

( पूर्वपक्ष )—તે વાસ્તવ હોવું જોઇએ; કેમકે ( આત્માનું કર્તાપણું દર્શાવનાર ) यजेत, ( प्रचोदयात् ) ઈત્યાદિ શાસ્ત્રથી સિદ્ધ અર્થનું અબાધિતપણું છે.

सिद्धांत——असंगोह्ययंपूरुषः—આ પુરૂષરૂપ આત્મા અસંગ છે—એ શ્રુતિપ્રમાણથી આત્મામાં કર્તૃત્વનો બાધ કરેલો છે તેથી ( વાસ્તવ કર્તૃત્વ આત્મામાં સંભવતું નથી; અને જે કર્તૃત્વ પ્રતીત થાય છે તે ) સ્ફટિક—સ્ફાટિકમણિમાં લાલાશની પેઠે, બુદ્ધિ ચક્ષુ આદિ ઇન્દ્રિયરૂપ ઉપાધિના સંબંધથી અધ્યસ્ત—કલ્પિત—છે.

આત્માના વાસ્તવ નિષ્ક્રિય સ્વભાવનું વિવેચન, પંચદશીના નાટકદીપમાં શ્રીવિદ્યારણ્યમુનિએ, નૃત્યશાલામાં રહેલ દીપકનાં દૃષ્ટાંતથી, કરેલું છે:—

नृत्यशालास्थितोदीपः प्रभुं सभ्यांश्च नर्त्तकीम् ।
दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥

( પ્ર. ૧૦ શ્લો. ૨૨ )

અ:—નૃત્યશાલામાં રહેલો દીપક, પ્રભુ—રાજા, સભાસદો, નાયકા ( આદિ )ને નિર્વિશેષપણાથી પ્રકાશે છે; તેમ જ

( કચેરી બરખાસ્ત થયે ), તે-રાજા આદિ-ના અભાવ-
કાળમાં પણ ( જેમનો તેમ ) પ્રકાશે છે.

દૃષ્ટાંતગત અંશોને સિદ્ધાંતમાં પ્રતિબિંબિત કરી બતાવે છેઃ—

अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।
तालादि धारिण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥

( પ્ર. ૧૦ શ્લો. ૧૪ )

અઃ—( શરીરરૂપ નૃત્યશાળામાં ) અહંકાર, રાજા છે; વિષયો, સભાસદો છે; બુદ્ધિ, નાયકા છે; તાલ આદિ ધારણ કરનાર, ઇન્દ્રિયો છે; અને સ્વયંપ્રકાશ સાક્ષીરૂપ આત્મા, દીપકસ્થાને છે.

अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।
अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥

( પ્ર. ૧૦ શ્લો. ૧૨ )

અઃ—સાક્ષીરૂપ આત્મા, અહંકાર, બુદ્ધિ તેમ જ વિષયોને પ્રકાશે છે; તેમ અહંકાર આદિના અભાવકાળમાં પણ પોતે પૂર્વની પેઠે જ ( જેમનો તેમ ) પ્રકાશે છે.

નિચોલાર્થરૂપે—જાગ્રત્ તથા સ્વપ્ન અવસ્થામાં, અહંકાર આદિનો સદ્ભાવ છે તેનો, સાક્ષીરૂપે આત્મા પ્રકાશ કરે છે; અને સુષુપ્તિ અવસ્થામાં, અહંકાર આદિનો અભાવ છે તેનો પણ, અલુપ્તજ્યોતિથી પ્રકાશ કરે છે; અર્થાત્ ભાવાભાવરહિત એવો આત્મા, નિર્વિકાર, નિર્દોષ અને નિષ્ક્રિયસ્વભાવે સર્વ અવસ્થામાં જેમનો તેમ અવસ્થિત

છે. એ જ અર્થને કૂટસ્થદીપમાં, મેઘ અને આકાશનાં દષ્ટાંતથી ઘટાવેલો છેઃ—

मायामेघो जगन्नीरं वर्षत्वेष यथातथा ।
चिदाकाशस्य नो हानि र्न वा लाभ इति स्थितिः ॥

(પ્ર. ૮ શ્લો. ૭૫)

અઃ—માયારૂપ મેઘ-વરસાદ, જગત્‌રૂપ જલને, જેમ મરજીમાં આવે તેમ ભલે વરસે; (પરંતુ) ચૈતન્યરૂપ આકાશને (તેથી) લેશમાત્ર હાનિ કે લાભ નથી; આ પ્રકારે કૂટસ્થ-નિર્વિકાર એવો આત્મા અવસ્થિત થઇ રહેલો છે.

એ જ અર્થનું સંભાવન, સમુદ્ર અને તરંગ-મોજાનાં-રૂપકદ્વારા, યોગવાસિષ્ઠમાં કરેલું છેઃ—

मय्यनंतमहांभोधौ विश्ववीचिः स्वभावतः ।
उदेतु वास्तमायातु न मे वृद्धि र्न च क्षयः ॥

અઃ—હું (આત્મા)રૂપ અનંત મહાસાગરમાં, વિશ્વ (જગત્‌) રૂપ મોજો, સ્વભાવથી ઉદય પામો વા અસ્ત પામો; (પરંતુ તેથી) મારી (આત્માની), (લેશમાત્ર) વૃદ્ધિ કે હાનિ નથી.

આવા કર્તૃત્વ-ભોક્તૃત્વરહિત આત્માના સ્વભાવમાં, વાસ્તવ કર્તૃત્વનો જે આરોપ કરે છે તે, યથાર્થદર્શનવાળો નથી એમ ગીતાશાસ્ત્ર અ૦ ૧૮ શ્લો૦ ૧૬માં કહેલું છેઃ-

तत्रैवं सति कर्त्तार मात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥

અઃ—આવો નિર્ણય છતાં, જે પુરૂષ, ઉદાસીન એવા આત્માને કર્તારૂપે દેખે છે તે દુર્મતિ, અસંસ્કારી બુદ્ધિવાળો હોવાથી ( સમ્યક્ ) દેખતો નથી.

અહીં સુધીમાં ગાયત્રીમંત્રનાં ક્રમપ્રાપ્ત પદોના અર્થનું કથન કરીને, હવે[1] आपोज्योतिरसोऽमृतंब्रह्म એ ગાયત્રીશિરો ભાગનો તથા भूर् भुवः स्वः આદિ વ્યાહૃતિનો અભિપ્રાય બે શ્લોકથી પ્રકટ કરે છે, તેમાં પ્રથમ શ્લોકમાં आपोज्योतिरसः એટલા શિરોભાગનો ઉપન્યાસ કરી અર્થ આપે છે.

आपोज्योति रस इति सोमोऽग्निस्तेजउच्यते ।

तदात्मकं जगत्सर्वं रसतेजोऽद्वयात्मकम् ॥ ६ ॥

અઃ—आपः । ज्योतिः । रसः । એ ત્રણ પદવડે, સોમ (ચંદ્ર), અગ્નિ, અને તેજ કહેવાય છે; તે રૂપ સર્વ જગત્, રસરૂપ, ચૈતન્ય સ્વરૂપ, પઅદ્વૈતસ્વરૂપ છે. ॥ ૬ ॥

---

(૧) ગાયત્રીમંત્રનું ઉપાસન, ગાયત્રીનાં શિરોભાગ, મુખ, આદિ અંગોનાં વિજ્ઞાનપૂર્વક કર્તવ્ય છે; સાંગોપાંગ ગાયત્રીમંત્રનાં વિજ્ઞાન વિના, ગાયત્રીઉપાસનથી ફલસિદ્ધિ નથી, એ અર્થ બૃહ૦ ઉ૦ અ૦ ૫ બ્રા૦ ૧૪ના મંત્ર ૮માં પ્રદર્શિત કરેલ છેઃ—

एतद्ध वै तज्जनको वैदेहो बुडिलमाश्वतराश्विमुवाच ।

यन्नु हो तद्गायत्रीविद्ब्रूथा अथ कथंहस्तीभूतो वहसीति ॥

मुखंह्यस्याः सम्राण्न विदांचकारेति होवाच । तस्या अग्निरेव-मुखम् । यदिह वा अपि बह्विवाग्नावभ्यादधाति सर्वमेव तत् संद-हत्येवंहैवैवं विद्यद्यपि बह्विव पापं कुरुते सर्वमेव तत्संप्साय शुद्धः पूतोऽजरोऽमृतः संभवति ॥ ८ ॥

અ:—એવી આખ્યાયિકા ( પ્રચલિત ) છે કે જનકવિદેહીએ બુડિલ નામના અશ્વતરાશ્વના પુત્ર આશ્વતરાશ્વિને પૂછયું:-અરે, આશ્ચર્ય છે; તમે કહો છો કે હું ગાયત્રીને જાણુવાવાળો છું; ત્યારે ગાયત્રીનાં જ્ઞાનવાળા એવા તમે, ( પ્રતિગ્રહ-દક્ષિણા-લેવારૂપ દોષ વડે ) હાથીરૂપ થઈને મને કેમ વહન કરો છો ?

તેણે પ્રત્યુત્તર આપ્યો કે:—હે સમ્રાટ્-ચક્રવર્તિ જનક ! ગાયત્રીનાં મુખનું મને જ્ઞાન થયું નહોતું; ( ગાયત્રીનાં એક અંગનું મને જ્ઞાન ન થવાથી મારૂં ગાયત્રીનું વિજ્ઞાન નિષ્ફલ થયું )

( આ ઉપરથી રાજા જનકે કહ્યું, તમે શ્રવણ કરો; ) તે ગાયત્રીનું મુખ, અગ્નિ છે; જેમ મનુષ્યો અગ્નિ વિષે કાષ્ટાદિ અસંખ્ય ઇન્ધનો નાંખે છે તે સર્વ ઇન્ધનોને અગ્નિ બાળી ભસ્મ કરે છે, તેમ ગાયત્રીનું મુખ અગ્નિ છે એવાં જ્ઞાનવાળો ( ગાયત્રી રૂપ આત્માવાળો તથા અગ્નિમુખવાળો થઇને ) પ્રતિગ્રહ આદિ દોષરૂપ અનેક પાપો કરેલાં હોય તે સર્વને બાળી ભસ્મ કરીને, પોતે શુદ્ધ-પાપના સંપસ્ર્શથી રહિત, -પૂત-પવિત્ર અર્થાત્ પાપનાં ફલના સંસ્પર્શ રહિત,-તથા જરામરણધર્મથી રહિત થાય છે.

આ ગાયત્રીશિરના પ્રજાપતિ ઋષિ છે, યજુષ્ છંદ છે, અને બ્રહ્મા, અગ્નિ, વાયુ, તથા આદિત્ય એ દેવતા છે.

(૨) અહીં વાર્ત્તિકકારે આપઃ ( જલ ) એ શબ્દનો અર્થ, સોમ-ચંદ્ર કરેલો છે, તે પંચાગ્નિવિદ્યાપ્રકરણનો

વિચાર કરતાં ઘટી શકે છે. છાંદોગ્ય ઉપનિષત્માં પ્રવાહણ રાજાએ શ્વેતકેતુને પ્રશ્ન કરેલો છે કે:-वेत्थ यथा पंचम्यामाहुतावापः पूरुषवचसो भवंति ( છાં૦ ૫-૩-૩ ) इति-પાંચમી આહુતિમાં आपः પુરૂષસંજ્ઞાને પ્રાપ્ત થાય છે તે તું જાણે છે?

આ પ્રશ્નના ઉત્તરનું શ્વેતકેતુને જ્ઞાન ન હોવાથી, તે શ્વેતકેતુના પિતા ઉદ્દાલકને રાજાએ નિરૂપણ કરી બતાવ્યું કે:

असौ वाव लोको गौतमाग्निस्तत्र श्रद्धाख्या आपः आहुतिः पर्जन्याग्नौ सोमरूपा इह खल्वग्निहोत्रे श्रद्धया हुता दध्याधिरूपा आपो यजमानसंलग्नाः स्वर्ग लोकं प्राप्य सोमाख्य दिव्यदेहात्मना स्थिताः कर्मांते द्रुताः पर्जन्ये हूयन्ते ततो वृष्टिरुपाः पृथिव्यामन्नरूपाः पुरुषे रेतोरूपाः योषिति हुता आपः पुरुषशब्दवाच्याः पुमात्मका भवन्ति.

अः—હે ગૌતમ-ઉદ્દાલક! આ દ્યુલોક ( સ્વર્ગ ) અગ્નિ રૂપ છે, તેની, શ્રદ્ધા છે નામ જેનું એવાં आपः એ આહુતિ છે; પર્જન્ય-મેઘ-રૂપ અગ્નિમાં, સોમરૂપ આહુતિ છે. આ અગ્નિહોત્રમાં શ્રદ્ધાપૂર્વક હોમાયલ દહીં આદિરૂપ आपः યજમાન (નાં સૂક્ષ્મ શરીર) સાથે સંલગ્ન થઈ, સ્વર્ગલોકને પ્રાપ્ત થઇને, સોમસંજ્ઞક દિવ્ય દેહભાવને પ્રાપ્ત થાય છે; અને કર્મ ક્ષીણ થયે, ત્યાંથી પતન થતાં પર્જન્ય ( રૂપ અગ્નિ ) માં હોમાય છે; ત્યાંથી વૃષ્ટિરૂપ આહુતિ રૂપે, પૃથ્વી ( રૂપ અગ્નિ ) માં ( હોમાય છે; ત્યાંથી ), અન્નરૂપ આહુતિ રૂપે, પુરૂષ ( રૂપ અગ્નિ ) માં ( હોમાય છે; અને ત્યાંથી ),

વીર્યરૂપ આહુતિ રૂપે, યોષિત્—સ્ત્રી ( રૂપ અગ્નિ )માં હોમાયેલ आपः પુરૂષ શબ્દનાં વાચ્યરૂપ થઈ, પુરૂષ રૂપ થાય છે.—આ પ્રકારે પંચાગ્નિવિદ્યાઉપાસન પ્રકરણમાં શ્રદ્ધારૂપ પરિણામને પ્રાપ્ત થયલ आपः (જલ), સોમરૂપ થાય છે, માટે आपः એ શબ્દથી, સોમરૂપ અર્થની સિદ્ધિ થાય છે.

વળી आपः શબ્દનો વાચ્યાર્થ જલ થાય છે; પરંતુ

जलमयश्चन्द्रः—ચંદ્ર જલમય છે—એ શ્રુતિ અનુસાર, आपः એ શબ્દનો લક્ષ્યાર્થ ચંદ્ર ( સોમ ) સંભવે છે; यस्य चंद्रमाः शरीरम् ચંદ્ર મંડલ જેનું શરીર છે—એ બૃહદારણ્યક શ્રુતિસિદ્ધ અંતર્યામીતત્ત્વ आपः શબ્દ વડે વિવક્ષિત છે.

आपः શબ્દનો જલરૂપ વાચ્યાર્થ ગ્રહણ કરતાં પણ, એજ ફલિત અર્થ સંભવે છે, કેમકે ता आप ऐक्षंत ( છાં૦ ૬–૨–૪ ). તે જલે ઇક્ષણ કર્યું–ઇત્યાદિ શ્રુતિમાં आपः શબ્દ જલઉપલક્ષિત ચેતનનો વાચક છે, કેમકે ઇક્ષણ કરવું ( સંકલ્પ કરવો ) એ ચેતનનો ધર્મ છે; અચેતન જલમાં ઇક્ષણ સંભવે નહીં.

(૩) ज्योतिः —અગ્નિ; અર્થાત્ કઠવલ્લીમાં—स त्वमग्निं स्वर्ग्यम ध्येषि मृत्यो प्रब्रूहि तच्छ्रद्दधानाय मह्यम्—હે યમરાજા ! તે સ્વર્ગનાં સાધનરૂપ અગ્નિને તમે જાણોછો તેનું, શ્રદ્ધાવાન્ એવો હું તેના પ્રતિ સ્પષ્ટ પ્રતિપાદન કરો—એ નચિકેતાના દ્વિતીય પ્રશ્નના ઉત્તરમાં, યમરાજાએ જે અગ્નિવિદ્યાનો ઉપદેશ કરેલો છે, તેના વિષયરૂપ વિરાડાત્મા અગ્નિ. આ અગ્નિસ્વ-

રૂપનો ઉપદેશ કરવાની પ્રતિજ્ઞા કરતાં પ્રથમવલ્લીના મંત્ર ૧૪ માં સ્પષ્ટાક્ષરમાં યમરાજાએ એવું પ્રતિપાદન કરેલું છે કેઃ– विद्धि त्वमेतन्निहितं गुहायाम्–વિદ્વાનોની બુદ્ધિરૂપી ગુફામાં રહેલ તે અગ્નિને તું જાણ; અર્થાત્ અગ્નિરૂપે ચેતનતત્ત્વનો નિર્દેશ કરેલો છે.

(૪) रसः—તેજ; સર્વાતિશય સારરૂપ; અર્થાત્ रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दीभवति–આ રસરૂપ પરમાત્માને પામીને આનંદ રૂપ થાય છે–એ તૈત્તિરીય ઉપનિષત્ બ્રહ્માનંદવલ્લી અનુવાક ૭ ગત મંત્રસિદ્ધ, સર્વાતિશય, તેજોમય, આનંદરૂપ પરમાત્મસ્વરૂપ.

તાત્પર્યરૂપે आपोज्योतिरसः એ ગાયત્રીશિરોભાગમાં પણ, સચ્ચિદાનંદવસ્તુનું જ અનુસંધાન કરાવેલું છેઃ-

आपः—आप्नोति इति आपः એ વ્યુત્પત્તિ અનુસાર आपः શબ્દનો અર્થ વ્યાપક એવો થાય છે; અર્થાત્ સત્તારૂપે વ્યાપક અંશ તે सत्.

ज्योतिः—અર્થાત્ चित्. અને रसः–અર્થાત્ आनंद.

(૫) દ્વૈતની અપેક્ષાએ અદ્વૈતસ્વરૂપ કહેલું છે; વસ્તુતાએ દ્વૈત અને અદ્વૈત એ બેય કલ્પનાથી રહિત, પરમાત્મ તત્ત્વ છે, આવો તાત્પર્યભૂત અર્થ યોગવાસિષ્ઠમાં દર્શાવેલો છેઃ–

अद्वैतं केचिदिच्छंति द्वैतमिच्छंति केचन ।
समं ब्रह्म न जानंति द्वैताद्वैतविवर्जितम् ॥

અઃ—કેટલાક (મતવાદીઓ) અદ્વૈતની ઇચ્છા કરે છે (અદ્વૈતનો પક્ષપાત કરે છે,) અને (બીજા) કેટલાક દ્વૈતની ઇચ્છા રાખે છે (દ્વૈતનો પક્ષપાત કરે છે); તે મતવાદીઓ, દ્વૈત અને અદ્વૈતથી રહિત સમરૂપ બ્રહ્મને જાણતા નથી.

ગાયત્રીશિરોભાગનાં अमृतं ब्रह्म એ અવશિષ્ટ ભાગનું પૂર્વાર્ધથી, તથા भूर् આદિ વ્યાહૃતિઓનું[1] ઉત્તરાર્ધથી, વક્ષ્યમાણ શ્લોકમાં વર્ણન આપે છે, તથા ગ્રંથનો ઉપસંહાર[2] કરે છે.

अमृतं तदविनाशित्वाद् बृंहणाद् ब्रह्म चोच्यते ।
तद् भू र्भुवःस्वरित्युक्तं सोहमस्मीत्युदाहृतम् ॥ ७ ॥

અઃ—તે (સર્વાનુસ્યૂત, રસરૂપ, ચેતનતત્ત્વ) નાશરહિત[3] હોવાથી अमृत કહેવાય છે; અને નિરવચ્છિન્ન[4] મહત હોવાથી બ્રહ્મ કહેવાય છે.

તે (ચેતનવસ્તુ) ને, भूः–सत्, भूवः–चित्, અને स्वः[5] –आनंद રૂપ કહેલું છે; 'તે રૂપ[6] હું છું' એ પ્રકારે કહેવાનું તાત્પર્ય ફલિત થયું. ॥ ७ ॥

---

(૧) व्याहृति શબ્દ वि+आ+हृ हरणे એ ધાતુમાંથી નિષ્પન્ન થયેલો છે; તેનો વ્યુત્પત્તિ અર્થ–વેદોમાંથી સાર રૂપે ખેંચી કાઢેલ–એવો થાય છે.

व्याहृति–भूर्, भूवः, स्वः, महः, जनः, तपः, અને सत्यम्– એ રીતે સાત છે.

આ સાત વ્યાહૃતિઓનાં સ્વરૂપલક્ષણો, તેના ઋષિ, છંદ, અને દેવતાનાં જ્ઞાનપૂર્વક જ્ઞાતવ્ય છે. વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ, અને કશ્યપ—એ સાત વ્યાહૃતિના ઋષિ છે.

ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્ બૃહતી, પંક્તી, ત્રિષ્ટુપ્ અને જગતી—એ સાત વ્યાહૃતિના છંદો છે.

અગ્નિ, વાયુ, આદિત્ય, બૃહસ્પતિ, વરૂણ, ઇન્દ્ર અને વિશ્વેદેવા—એ સાત વ્યાહૃતિના દેવતા છે.

સ્થૂલદૃષ્ટિથી આ સાત વ્યાહૃતિ, સાત લોકની વાચક છે; સૂક્ષ્મદૃષ્ટિથી તે આધ્યાત્મિક અર્થસૂચક છે; અર્થાત્ સચ્ચિદાનંદ બ્રહ્મની વાચક છે.

भूः—सत् (ત્રિકાલાબાધ્ય).

भुवः—सर्वं भावयति प्रकाशयति—એ વ્યુત્પત્તિ અનુસાર, चित्.

स्वर्—सुष्टु सर्वप्रियमाणम्—એ વ્યુત્પત્તિ અનુસાર, आनंद રૂપ

મહ:—मह्यते पूज्यते—એ વ્યુત્પત્તિ અનુસાર, ત્રિવિધ પરિચ્છેદરહિત.

जनः—जनयति इति जनः—એ વ્યુત્પત્તિ અનુસાર, સર્વનાં કારણ રૂપ.

तपः—सर्वत्र तपते—એ વ્યુત્પત્તિ અનુસાર, તેજઃ સ્વરૂપ.

सत्यम्—सतोभावः—એ વ્યુત્પત્તિ ઉપરથી, સત્સ્વભાવરૂપ.

(૨) અહીં ઉપસંહાર ઉપલક્ષિત ગ્રંથનાં તાત્પર્ય નિર્ણાયક ષડ્લિંગનું યથાયોગ્ય અનુસંધાન કરી લેવું:—

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलम् ।
अर्थवादोपपत्तिश्च लिंगं तात्पर्यनिर्णये ॥

અ:-(૧)उपक्रम અને उपसंहार; (૨) अभ्यास; (૩) अपूर्वता; (૪) फल; (૫) अर्थवाद; અને (૬) उपपत्ति (युक्ति)-એ ગ્રંથનાં તાત્પર્યનો નિર્ણય કરવાનાં (૭) લિંગ છે; તેની યોજના પ્રકૃતગ્રંથમાં આ પ્રકારે છે:—

ध्येयं यत्सूर्यमंडले-એ उपक्रम વાક્ય છે, કેમકે તેમાં, योऽसावादित्येपुरुषः सोऽसावहम्-જે આદિત્યમંડલમાં પુરૂષરૂપ પરમાત્મા છે તે રૂપ હું છું-ઇત્યાદિ શ્રુતિસિદ્ધ અભેદઅનુસંધાનનો उपक्रम-આરંભ-કરેલો છે; અને એજ અર્થનું પ્રતિપાદક सोहमस्मीत्युदाहृतम् એ વાક્ય અંતમાં હોવાથી, તે उपसंहार રૂપ છે. આ રીતે उपक्रमउपसंहारની એકવાક્યતા છે.

आवृत्तिरसकृदुपदेशात्-એકવાર ઉપદેશ થયા પછી તેજ અર્થનું વારંવાર ચિંતન રૂપ આવર્તન થવું-તે अभ्यासનું લક્ષણ છે. ગાયત્રીમંત્રમાં ઉપદેશ કરાયલ ધ્યેયતત્ત્વનાં સ્વરૂપનું, ગાયત્રીશિરોભાગ તેમજ વ્યાહૃતિ, આવર્તન કરે છે, તે अभ्यास રૂપ લિંગ છે.

अवाङ्मनोगम्यम्, अलिंगधर्मम् આદિ પદો, વિષયની અલૌકિકતાવાચક હોવાથી, તે अपूर्वता રૂપ લિંગનિર્દેશક છે. तेनैवाभेदसिद्धये-એ વાક્ય, અભેદસિદ્ધિ રૂપ પ્રયોજન વાચક હોવાથી, फल રૂપ લિંગસૂચક છે.

वरेण्यमाश्रणीयं च...એ દ્વિતીય વાર્તિકશ્લોક, ધ્યેયતત્ત્વની સ્તુતિરૂપ અર્થમાં હોવાથી, તે अर्थवाद રૂપ છે.

धीमह्यहं स एवेति, अमृतं तदविनाशित्वात्, बृंहणाद्‌ब्रह्म चोच्यते–ઇત્યાદિ વચનો યુક્તિપ્રતિપાદક હોવાથી उपपत्ति રૂપ છે.

આ ષડ્‌લિંગનાં અનુસંધાનપૂર્વક ગ્રંથનું શ્રવણ કરતાં તેનું તાત્પર્ય, સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મનાં પ્રતિપાદનમાં નિર્ણીત થાય છે.

( ૩ ) अविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा ( બૃ. અ. ૪. બ્રા. ૫. મં. ૧૪. )–અરે મૈત્રેયિ ! આ આત્મા નાશ રહિત છે, તેમજ ઉચ્છેદ થવા રૂપ ધર્મથી રહિત છે; ( અર્થાત્ આત્મામાં સ્વરૂપનાશજન્ય નાશની કલ્પના નથી, તેમ ધર્મના નાશજન્ય નાશની કલ્પના પણ નથી ); આ પ્રકારે યાજ્ઞવલ્કયે મત્રેયિબ્રાહ્મણમાં આત્મસ્વભાવનું નિરૂપણ કરેલું છે.

આત્મા અવિનાશી હોવાથી अमृत છે. तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुंचथामृतस्यैष सेतुः ( મુણ્ડક. ૨–૨–૫ )– તે એક ( અધિષ્ઠાનરૂપ ) આત્માને ( પ્રત્યગાત્મારૂપે ) જાણો; અન્ય ( અનાત્મવિષયક ) વાણીનો ત્યાગ કરો; આ ( આત્મસાક્ષાત્કાર ), अमृत ( અસાર અપાર દુર્વાર સંસાર સમુદ્રના પારરૂપ મોક્ષ ) નો સેતુ–પ્રાપ્ત કરાવનાર છે–એ શ્રુતિ अमृत આત્માનું વિધાન કરે છે.

( ૪ ) देशकृतपरिच्छेद–અંત, काळकृतपरिच्छेद, અને वस्तुकृतपरिच्छेद રહિત જે વસ્તુ હોય, તે નિરવચ્છિન્ન મહત્ કહેવાય; બ્રહ્મરૂપ આત્મા આ ત્રિવિધ પરિચ્છેદથી રહિત છે એ અર્થનું, પંચદશી પ્રક. ૩ શ્લો. ૩૫ માં વિદ્યારણ્ય મુનિએ સયુક્તિક વર્ણન આપેલું છે:—

न व्यापित्वाद्देशतोऽन्तो नित्यत्वान्नापि कालतः ।
न वस्तुतोऽपि सार्वात्म्या दानंत्यं ब्रह्मणि त्रिधा ॥

અઃ-વ્યાપક હોવાથી દેશથી અંત-પરિચ્છેદ નથી; નિત્ય હોવાથી કાળથી અંત નથી; અને સર્વનો આત્મા હોવાથી વસ્તુથી અંત નથી; આ ત્રણ પ્રકારે બ્રહ્મમાં અનંતપણું છે.

આ ત્રિવિધપરિચ્છેદરહિત આત્મા, નિરવચ્છિન્ન મહત્ હોવાથી, તેની ब्रह्म એવી સંજ્ઞા છે.

(૫) यन्न दुःखेन संभिन्नं न च ग्रस्तमनन्तरम् ।
संकल्पोपनतं यच्च तत्सुखं स्वः पदास्पदम् ॥

અઃ—જે (સુખ) દુઃખથી મિશ્રિત નથી, એક વખત પ્રાપ્ત થયા પછી ક્ષય પામતું નથી, તથા સંકલ્પવડે પ્રાપ્ત થાય છે, તે સુખ स्वः પદનો અર્થ છે.

(૬) सोहम्-તે રૂપ હું છું-એ પદનો અર્થ ॐ રૂપે પર્યવસિત થાય છેઃ-

सकारं च हकारं च लोपयित्वा प्रयोजयेत् ।
संधिं च पूर्वरूपाख्यां ततोऽसौ प्रणवो भवेत् ॥

અઃ—( सोहम् એ પદમાંથી ) સકાર અને હકારનો લોપ કરીને સંધિની યોજના કરતાં, તે પ્રણવ-ઓંકાર-રૂપ થાય છે.

ગ્રંથની સમાપ્તિમાં સમગ્રગાયત્રીમંત્રના સપિંડિત અર્થનો સંગ્રહ કરી બતાવે છેઃ—

यो देवः सविताऽस्माकं धियो धर्मादिगोचरः ।
प्रेरयत्तस्य तद्भर्गस्तद्वरेण्यमुपास्महे ॥ ८ ॥

અઃ—જે દેવ-સ્વપ્રકાશ સ્વરૂપ-સવિતા-સૂર્યમંડલ ઉપલક્ષિત પરમાત્મા, જીવોના ધર્માધર્મ[1] આદિ સંસ્કારોને સમીપવર્તી થઈ ( અર્થાત્ તે વડે પ્રેરિત થઈ ), અમારી બુદ્ધિને પ્રેરે છે, તેનું પ્રસિદ્ધ એવું-ભર્ગ-સ્વપ્રકાશ[2] ચેતનરૂપ તેજ, ( જે આનંદરૂપ હોઈ સર્વને ) સ્પૃહા કરવા યોગ્ય છે, તેનું ( અભેદભાવથી )[3] અમે ઉપાસન-ધ્યાન-કરીએં છીએં ॥ ૮ ॥

---

૧ ઇશ્વરમાં અનુગ્રહ વા નિગ્રહ કરવાપણું છે, તે પ્રાણિઓના ધર્મ અધર્મ રૂપ સંસ્કારોને સાપેક્ષ છે.

एषह्येव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्यऽन्निनीषते । एष ऽएवासाधुकर्म कारयति तं यमधो निनीषते-જેને આ લોકથી ઉત્કૃષ્ટ દશાએં પહોંચાડવો હોય તેને શુભ કર્મમાં ઇશ્વરજ પ્રેરે છે; અને જેનો અધઃપાત કરવો હોય તેને અશુભ કર્મમાં એ ઇશ્વરજ પ્રેરે છે-એ કૌષિતકી ઉપ. બ્રા. ૩ મં. ૮ ની શ્રુતિનું તાત્પર્ય એજ અર્થમાં છે.

શ્રી ભગવદ્ગીતા અ. ૪ શ્લો. ૧૧ માં ઉક્ત અર્થ સ્થાપિત કરેલો છેઃ-

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥

—જે અધિકારીઓ જે પ્રકારેં ( જેવાં પ્રયોજનથી તથા જેવાં ફલની અપેક્ષાથી ) મારૂં શરણ ગ્રહણ કરે છે, તેને તે તે પ્રકારેં હું અનુગ્રહ કરૂં છું.

આ ઇશ્વરકૃત અનુગ્રહ વા નિગ્રહ રૂપ ફલપ્રદાન, પ્રાણી-ઓની બુદ્ધિઓના ઉત્કર્ષ વા અપકર્ષ દ્વારા પ્રાપ્ત થાય છે, એવા આશયથી અન્ય સ્મૃતિકારો કહે છે કેઃ—

न देवा दण्डमादाय ताडचंत्यपराधिनम् ।
बुद्धिं तस्यापकर्षंति ततोऽसौ दंडचते स्वतः ॥

અઃ—દેવતાઓ અપરાધિને દંડ લઇને તાડન કરતા નથી, પરંતુ તેની સદ્બુદ્ધિને ખેંચી લે છે; તેથી તે પોતા-થીજ દંડાય છે.

न देवा दण्डमादाय रक्षंति पशुपालवत् ।
यं हि रक्षितुमिच्छंति बुद्धचा संयोजयंति तम् ॥

અઃ—દેવતાઓ રાજાની પેઠે દંડ લઇને ( સ્વધર્મનિષ્ઠ અધિકારીનું ) રક્ષણ કરતા નથી; પરન્તુ જેની રક્ષા કરવાને ઇચ્છે છે, તેને સદ્બુદ્ધિ આપે છે.

(૨) ચિત્સુખાચાર્યે સ્વપ્રકાશનું લક્ષણ એવું આપેલું છે કેઃ

अवेद्यत्वे सति अपरोक्षव्यवहारयोग्यत्वं सप्रकाशत्वम् ॥

अवेद्य—જ્ઞાનનો અવિષય—છતાં, અપરોક્ષ વ્યવહારને યોગ્ય હોય તે स्वप्रकाश ( કહેવાય ).

આ સ્વપ્રકાશચેતન રૂપ તેજને ઉદ્દેશી યમરાજાએ નચિકેતાને કઠ ઉ. ૧૦ ૫ ના છેવટના મંત્રમાં કહેલું છેઃ—

न तत्र सूर्यो भाति न चंद्रतारकं नेमा विद्युतो भांति कुतोऽयमग्निः ।
तमेवभांतमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥—તે ચેતન

રૂપ તેજને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર અને તારા પ્રકાશી શકતા નથી, આ વિજળીના ચમકારા (પણ) પ્રકાશી શકતા નથી, ત્યારે આ અગ્નિ તો ક્યાંથીજ પ્રકાશે. આ સર્વ (સૂર્યચંદ્રાદિ), તે (ચેતનરૂપ તેજ) ના પ્રકાશિત થવાની પછવાડે પ્રકાશે છે; આ સર્વ જગત્ તેના પ્રકાશ વડે જ પ્રકાશિત થાય છે.

(૩) देवो भूत्वा देवं यजेत्–દેવરૂપ થઇને દેવનું યજન કરવું–એ શ્રુતિ અભેદભાવયુક્ત ઉપાસનનું વિધાન કરે છે.

अन्योऽसावन्योहमस्मीति न स वेद यथा पशुः—

ઉપાસ્યદેવ અન્ય છે અને હું ઉપાસક અન્ય છું એવી ભાવનાવાળા ઉપાસકને યથાર્થ જ્ઞાન નથી; તે દેવતાના પશુ જેવો છે–ઇત્યાદિ શ્રુતિ ભેદભાવયુક્ત ઉપાસનનો અપવાદ કરે છે. આ અભેદભાવયુકત ઉપાસન રૂપે ભક્તિનું લક્ષણ, ભગવાન્ ભાષ્યકારે વિવેકચૂડામણિમાં આપેલું છેઃ—

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥

અઃ–મોક્ષનાં કારણરૂપ સામગ્રી–સાધનોમાં, ભક્તિજ શ્રેષ્ઠ છે; પોતાનાં સ્વરૂપનું અનુસંધાન કરવું એજ ભક્તિ કહેવાય છે.

ॐ

अथ

# श्री गायत्रीमंत्रनुं पद्यात्मकभाषांतर ।

तदित्यवाङ्मनोगम्यं ध्येयं यत्सूर्यमंडले ।

सवितुः सकलोत्पत्तिस्थितिसंहारकारिणः ॥ १ ॥

### આર્યા.

મન વાણીનું અવિષય,[1] સૂર્યમંડલે ધ્યાન તણું વિષય;[2]

જગ ઉત્પતિ સ્થિતિ લય,-કારણ 'तत्सवितुः' પદનું વિષય[3]॥૧॥

(૧) अविषय=અગોચર. (૨) ધ્યાનતણું વિષય=ધ્યાનનાં આલંબન રૂપ. (૩) 'तत्सवितुः' પદનું વિષય='तत्सवितुः' એ પદોના અર્થ રૂપ.

वरेण्यमाश्रणीयं च यो दधार त्विदं जगत् ।

भर्गः स्वसाक्षात्कारेण ह्यविद्याकार्यदाहकः ॥ २ ॥

### આર્યા.

આશ્રય કરવા યોગ્ય[1] 'વરેણ્ય[2]' રૂપેં ધર્યું આ જગ જેણે;

સંક્ષાત્કાર[3]વડે નિજ, દહ્યું અવિદ્યા[4]કાર્ય 'ભર્ગ' તેણે. ॥૨॥

(૧) तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षु वैं शरणमहं प्रपद्ये—તે મારી બુદ્ધિના પ્રકાશક દેવને શરણે, મુમુક્ષુ એવો હું તે પ્રાપ્ત થાઉં છું-ઈત્યાદિ શ્રુતિઉક્ત પ્રકારેં, આશ્રય કરવા યોગ્ય. (૨) વરેણ્યરૂપેં=સર્વને સ્પૃહા કરવા યોગ્ય આનંદસ્વરૂપેં. (૩) સાક્ષાત્કાર વડે નિજ=આત્માના અપરોક્ષ અનુભવ વડે. (૪) અવિદ્યાકાર્ય=અવિદ્યા તેમજ અવિદ્યાનાં કાર્યરૂપ જગતને

देवस्य ज्ञानरूपस्य स्वामंदात् क्रीडतोऽपि वा ।
धीमह्यहं स एवेति तेनैवाभेदसिद्धये ॥ ३ ॥

આર્યા.

જ્ઞાનપણું દેવતણું, નિજાનંદથી[1] રૂપે રમનારૂં;[2]
તેથી અભિન્ન થવાને, તેજરૂપ હું 'धीमहि' ધ્યાન[3] ધરૂં ।।૩।।

(૧) एतस्यैवानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवंति—આ આનંદના લેશમાં (બ્રહ્માથી કીટ પર્યંત) અન્ય સમગ્ર ભૂતપ્રાણિ, જીવન ધારણ કરી રહ્યાં છે (અર્થાત્ આનંદિત થઇ રહ્યાં છે)—એ બૃહદારણ્યક શ્રુતિ સિદ્ધ,—નિરતિશય બ્રહ્માનંદ. (૨) રૂપે રમનારૂં=પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત. (૩) क्रीडनुर्मिमपामिव—જળના મોજાંની પેઠે ક્રીડા કરતો; અર્થાત્ જેમ જળરૂપ એવો મોજો, જળરૂપ થવાને, જળમાં આવાગમન કરે છે, તેમ ચેતનરૂપ દેવથી અભિન્ન એવો હું, તે દેવથી અભિન્ન થવાને, તે દેવનું અભેદભાવથી ધ્યાન કરૂં છું.

धियोऽतः करणवृत्तिं प्रत्यक्प्रवणचारिणीम् ।
य इत्यलिंगधर्मं यत् सत्यज्ञानादिलक्षणम् ॥ ४ ॥

આર્યા.

આત્મ[1]ગોચરાવૃત્તિ, અંતઃકરણે 'धियः નામ તેને;
'यः' જે અલિંગધર્મ,[2] સત્યજ્ઞાનલક્ષણ લક્ષે જેને ॥ ૪ ॥

(૧) આત્માને વિષય કરવાવાળી સજાતીય પ્રવાહરૂપ વૃત્તિ.

अजरोहमक्षरोहं प्राज्ञोहं प्रत्यगात्मबोधोहम् ।
परमानंदमयोहं परमशिवोहं भवामि परिपूर्णः ॥

અ: — હું अजर–જરા અવસ્થાથી રહિત છું. अक्षर–અવિનાશી છું, प्राज्ञ–પ્રકૃષ્ટજ્ઞાનઘન–છું, પ્રત્યગાત્મબોધરૂપ છું, પરમાનંદમય છું, પરમશિવરૂપ (મંગલસ્વરૂપ) છું, તથા પરિપૂર્ણરૂપ છું–એ સ્વાત્મનિરૂપણઉક્ત સજાતીયપ્રવાહરૂપ વૃત્તિ, આત્મગોચર વૃત્તિ છે.

(૨) अलिंगधर्म=નિર્વિશેષ, નિરાકાર, નિર્વિકાર, નિષ્ક્રિય, નિર્ગુણ તત્ત્વ.

नोऽस्माकं बहुधाभ्यस्तं भेदभिन्नदशा तथा ।
प्रचोदयात्प्रेरयतु प्रार्थने लिङ् विशिष्यते ॥ ५ ॥

આર્યા

'न' અમારી બુદ્ધિને, ભેદ[1]દૃષ્ટિથી પરિચિત જગભ્રમને;
'प्रचोदयात्' પદ પ્રેરે, લિઙ્ લકારે પ્રાર્થે છે બ્રહ્મને. ॥૫॥

यत्रहि द्वैतमिव भवति तदितरइतरं जिघ्रति तदितर इतरं पश्यति ... જે (અવિદ્યા) અવસ્થામાં, કેમ જાણે દ્વૈત હોય નહિં એટલો પણ દ્વૈતકલ્પનાને અવકાશ છે તે અવસ્થામાં, અન્ય એવો આત્મા અન્ય (પદાર્થ)ને સુંઘે છે, અન્યને જૂવે છે....પરંતુ यत्र वा अस्य सर्वमात्मैवा भूत्तत्केन कं जिघ्रेत् केन कं पश्येत....જે (વિદ્યા) અવસ્થામાં, અવિદ્વાન્–જ્ઞાની ને

---

૧ અવિદ્યાદશામાં, દ્વૈતભાવ છે ત્યાં જગત્ રૂપ ભ્રાંતિને અવકાશ છે; વિદ્યાદશામાં, દ્વૈતનોજ અભાવ છે ત્યાં જગત્-રૂપ ભ્રાંતિનો અનુભવ નથી, એ બૃહદારણ્યશ્રુતિસિદ્ધ અર્થ છે:–

સર્વ જગત્ આત્મા જ થઈ ગયું, ત્યાં ક્યા કારણ વડે ક્યા વિષયને સુંઘે, ક્યા કરણ વડે ક્યા વિષયને દેખે....

आपोज्योतीरसइति सोमोऽग्निस्तेजउच्यते ।
तदात्मकं जगत्सर्वं रसतेजोऽद्वयात्मकम् ॥ ६ ॥

આર્યા

'આપ' 'જ્યોતિ' ને 'રસ' એ, સોમ અગ્નિ ને તેજ કહેવાય;
તે સ્વરૂપ જગ સર્વ, રસ તેજને અદ્વયમય થાય.[1] ॥ ૬ ॥

अमृतं तदविनाशित्वाद् बृंहणाद् ब्रह्म चोच्यते ।
तद् भूर्भुवः स्वरित्युक्तं सोहमस्मीत्युदाहृतम् ॥७॥

આર્યા

અવિનાશી[1] તે અમૃત, મહતરૂપ તે બ્રહ્મ કહેવાય;
તો ભૂર, ભુવઃ,સ્વઃવાચ્ય, તે હું છું એ ફલિત અર્થ થાય. ॥૭॥

૧ रस આનંદરૂપ. तेज ચતન્ય સ્વરૂપ. अद्वय-દ્વૈતરહિત સર્વત્ર અનુસ્યૂત સતરૂપ.

બાધસામાનાધિકરણથી सर्वं खल्विदं ब्रह्म-આ સર્વ જગત્ નિશ્ચયપૂર્વક (સચ્ચિદાનંદ) બ્રહ્મરૂપ છે-એવો શ્રુતિ સિદ્ધ અર્થ છે.

૧ અહીં એવો અનુમાન પ્રયોગ થઈ શકે કેઃ—બ્રહ્મ, અમૃતરૂપ છે; અવિનાશીરૂપ હોવાથી; જે અમૃતરૂપ નથી તે અવિનાશી પણ નથી; જેમકે ઘટપટ આદિ પદાર્થો.

૨ ભૂર ભુવઃ સ્વઃવાચ્ય-ભૂર ભુવઃ સ્વઃ (એ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ વ્યાહૃતિ)ના અર્થરૂપ.

यो देवः सविताऽस्माकं धियोधर्मादिगोचरः ।
प्रेरयत्तस्य तद्भर्गस्तद् वरेण्यमुपास्महे ॥ ८ ॥

આર્યા

દેવરૂપ જે [૧]સવિતા બુદ્ધિ અમારી અદષ્ટ[૨]થી પ્રેરે;
તેનું વરેણ્ય[૩]ભર્ગ, પ્રસિદ્ધ તેમાં ધ્યાનદષ્ટિ ઠેરે. ॥૮॥

ઇતિશ્રી ગાયત્રી વાર્ત્તિકનું ગદ્યપદ્યાત્મક
ભાષાંતર સંપૂર્ણ થયું.

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥



---

૧ सविता । સૂર્ય. ૨ अदृष्ट । પ્રાણીઓના ધર્માધર્મરૂપ સંસ્કાર. ૩ वरेण्य । સ્પૃહા કરવા યોગ્ય તેજ.

# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| ઇન્દ્રયોનો | ઈન્દ્રિયોનો | ૩ | ૧ |
| **पराञ्चिखानि** | **पराञ्चिखानि** | ૩ | ૨૪ |
| સિદ્દિમાં | સિદ્ધિમાં | ૫ | ૨૦ |
| **नरकस्येदं** | **नरकस्येदं** | ૬ | ૪ |
| રાહ્ગુણ | રાહૂગણ | ૮ | ૯ |
| કાળની | કાળથી | ,, | ૧૮ |
| ઉપાદશેલું | ઉપદિશેલું | ,, | ૨૦ |
| **दन्ताग्निचूर्णयं** | **दन्ताग्निचूर्णयं** | ,, | ૨૧ |
| સસુચ્ચયનો | સમુચ્ચયનો | ૧૧ | ૧૧ |
| પભા | પ્રભા | ૧૫ | ૧૧ |
| **वरेणियं** | **वरेण्यम्** | ૨૧ | ૧૧ |
| **ब्रह्म** | **ब्रह्म** | ૨૨ | ૧૯ |
| પકારે | પ્રકારે | ૨૬ | ૨૩ |
| **यदिमुपासते** | **यदिदमुपासते** | ૨૭ | ૨૦ |
| અતે | અંતે | ૨૮ | ૨ |
| **पेवेति** | **पवेति** | ૩૬ | ૨ |
| **ब्रह्मलक्ष्य** | **ब्रह्मलक्ष्य** | ૩૭ | ૨૦ |
| **ह्रींधीं** | **ह्रींधीं** | ૩૯ | ૧૦ |
| સ્પરૂપો | સ્વરૂપો | ,, | ૧૨ |
| મારૂ | મારૂં | ૪૦ | ૧૫ |
| ગમન ગમન | ગમન | ૪૩ | ૩ |
| કહેવામ | કહેવામાં | ,, | ૨૮ |
| **ब्राह्मणा** | **ब्राह्मणा** | ૪૪ | ૨ |
| અદ્વત | અદ્વૈત | ૫૫ | ૨ |